# KHORDEH AVESTA

COMPRISING

Ashem, Yathâ, the five Nyâeshes, the five Gehs, Vispa Humata, Nâmsetâeshne, Patet Pashemânee, all the Nirangs, Bâjs and Namaskârs; fifteen Yashts, the Afrîngâns, the Afrins, and the Ashirvad

TRANSLITERATED AND TRANSLATED INTO GUJARATI

With Copious Explanatory Notes,

BY


**KAVASJI EDALJI KANGA,**

TRANSLATOR OF THE VENDIDAD, THE YASNA, THE VISPERED, THE YASHTS AND THE GÂTHÂS; AUTHOR OF A PRACTICAL AVESTA GRAMMAR AND OF A COMPLETE DICTIONARY OF THE AVESTA LANGUAGE (BOTH AVESTA INTO ENGLISH AND ENGLISH INTO AVESTA),

FELLOW OF THE UNIVERSITY OF BOMBAY,

LATE HEAD MASTER, MOOLLA FEEROZ MADRESSA


---


**Tenth Edition.**

---

EDITED AND PUBLISHED

BY

**NAVROJI PESTONJI KAVASJI KANGA.**

**103, Gunbow Street Fort,**

BOMBAY.

---

**The Era of Yezdeezerd 1295.—The Year of Christ 1926.**

**April, 1880.**
First Edition.—1,000 Copies.
**December, 1887.**
Second Edition.—1,000 Copies.
**July, 1890.**
Third Edition.—1,000 Copies.
**March, 1896.**
Fourth Edition.—1,200 Copies.
**February, 1902.**
Fifth Edition.—1,500 Copies.
**September, 1907.**
Sixth Edition.—1,500 Copies.
**May, 1913.**
Seventh Edition.—1,500 Copies.
**November, 1916.**
Eighth Edition.—1,500 Copies.
**July, 1921.**
Ninth Edition.—1,500 Copies.
**January, 1926.**
Tenth Edition.—1,500 Copies.

---



---

**Printed by Ramchandra Yesu Shedge, at the "Nirnaya-Sagar" Press, 26-28, Kolbhat Lane, Bombay.**

---

**Published by Navroji Pestonji Kavasji Kanga. 103, Gunbow Street, Fort, Bombay.**

# ખોરદેહ અવસ્તા.

અષેમ, યથા, પાંચ નીઆએશ, પાંચ ગેહ, દોઆ વીસ્પ
હુમત, દોઆ નામ સેતાએશને, પતેત અવસ્તાની,
પતેત પશેમાની, બધી નીરંગો, બાજો
તથા નમસ્કારો, પંદર યશ્ત, સઘળાં
આફ્રીંગાનો, આફ્રીનો તથા
લગનના આશીરવાદ

**બા માએની તથા શરેહ,**

બનાવનાર

## કાવશજી એદલજી કાંગા,

વંદીદાદ, યજશ્ને, વીસ્પરદ, યશ્ત તથા ગાથાનો તરજુમો કરનાર;
અવસ્તા ભાષાનાં વ્યાકરણના તથા અવસ્તા ભાષાની સંપૂર્ણ
ફરહંગના કર્ત્તા; ( અવસ્તા શબ્દોના અંગ્રેજી અર્થો
અને અંગ્રેજી શબ્દોના અવસ્તા અર્થો )
મુંબાઈની યુનીવરસીટીના ફેલો;
મુલ્લાં ફીરોજ મદરેસાના મરહુમ વડા શિક્ષક.

**દશમી આવૃત્તિ.**

છપાવી પ્રગટ કરનાર,
**નવરોજી પેશતનજી કાવશજી કાંગા.**
૧૦૩, ગનબાવા સ્ટ્રીટ—કોટ,

**મુંબઈ:**
"નિર્ણયસાગર" છાપાખાનામાં છાપ્યું છે.

સને ૧૨૯૫ યજદજરદી—સને ૧૯૨૬ ઈસવી.

એપ્રિલ, ૧૮૮૦
પેહેલી આવૃત્તિ. ૧૦૦૦ નકલ.
દીસેમબર, ૧૮૮૭
બીજી આવૃત્તિ. ૧૦૦૦ નકલ.
જુલાઇ, ૧૮૯૦
ત્રીજી આવૃત્તિ. ૧૦૦૦ નકલ.
માર્ચ, ૧૮૯૬
ચોથી આવૃત્તિ. ૧૨૦૦ નકલ.
ફેબ્રુઆરી, ૧૯૦૨
પાંચમી આવૃત્તિ. ૧૫૦૦ નકલ.
સપતેમબર, ૧૯૦૭
છઠ્ઠી આવૃત્તિ. ૧૫૦૦ નકલ.
મે, ૧૯૧૩
સાતમી આવૃત્તિ. ૧૫૦૦ નકલ.
નવેમબર, ૧૯૧૬
આઠમી આવૃત્તિ. ૧૫૦૦ નકલ.
જુલાઇ, ૧૯૨૧
નવમી આવૃત્તિ. ૧૫૦૦ નકલ.
જાનેવારી, ૧૯૨૬
દસમી આવૃત્તિ. ૧૫૦૦ નકલ.



# દશમી આવૃત્તિનો દીબાચો.

આ દશમી આવૃત્તિ પ્રગટ કરતી વખતે મારા પીતાજી પેશતનજી કાવશજી કાંગા જેવણ તા. ૮ મી નવેમ્બર ૧૯૨૩ ને દીવસે ગુજર પામ્યા છે તેવણના મરણની દુ:ખદાયક નોંધ લેવાની ફરજ સમજાુંછું.

છેલ્લી નવમી આવૃત્તિ જુલાઈ ૧૯૨૧ માં મારા મરહુમ પીતાજીએ બહાર પાડ્યા પછી આ દશમી આવૃત્તિ માટે ચાલુ માંગણી થઈ હતી, અને તે ઉપરથી આપણા હમદીનોમાં શુદ્ધ ઉચ્ચારે અવસ્તા ભણતરો ભણવા માટે તથા તેના અર્થો ઉકેલવા માટે હજીબી કેટલી બધી ફીદાગીરી છે તે જણાઈ આવે છે.

જેમ આઠમી આવૃત્તિમાં "પાજંદ આફરીનો" ના ઉમેરાથી ૬૮ સફાનો વધારો થયો હતો, તેમ આ ચાલુ આવૃત્તિમાં વળી બીજા ૧૮ સફાનો ઉમેરો થવા પામ્યો છે તે જાણી હમદીનો ખુશી થશે. મારા મરહુમ પીતાજીના મીત્ર તથા આપણા જાણીતા અવસ્તા-પહેલવી સ્કોલર એરવદ ફીરોજ શાપુરજી મસાની એમ. એ. એલએલ. બી. સોલીસીટરે, મારી અરજ ઉપરથી, પોતાની "પાજંદ ભણતર સીરીઝ નં૦ ૨" ની કેતાબમાંથી "પાજંદ આશીરવાદ" જે લગન વખતે ભણવામાં આવે છે તે આશીરવાદ તેના અસલ પાજંદ શુદ્ધ તેક્ષ્ટ તથા બોલેબોલ આંકડા વાર તરજુમા સાથે આ આવૃત્તિમાં દાખલ કરવા માટે ખુશીથી પરવાનગી આપી છે જે માટે આ ટકે હું તેવણનો આભાર માનું છું. વળી એ મહેરબાની ઉપરાંત, અત્યાર સુધીમાં "મોટી હપતન યશ્ત"માં જે "યાતુ જી જરથુશ્ત" નો જાણીતો કરદો આવે છે તેનો બોલબોલ આંકડાવાર તરજુમો નહી આપવામાં આવતો હતો તેનો અસલ તરજુમો એરવદ મસાનીએ પોતે કરી આપ્યો છે, અને તેની ઉપર ખુલાસેવાર લંબાણ નોટ આપી છે જે અભ્યાસીઓને ઉપયોગી થઇ પડશે એવી આશા રાખવામાં આવે છે. એજ પ્રમાણે બહેરામ યશ્તના

૧૯ મા ફરદાના ૫૯ મા ફકરાનો પણ આંકડાવાર બોલેબોલ તરજુમો એરવદ મસાનીએ કરી આપ્યો છે, જે મહેરબાની માટે હું એરવદ મસાનીનો ઘણો ઉપકાર માનું છું.

વળી આપણા જાણીતા અવસ્તા–પહેલવી સ્કોલર એરવદ બમનજી નશરવાનજી ધાભર એમ. એ. આ ચાલુ આવૃત્તિના છેલ્લા પ્રુફો તપાસી જોવા માટે મને કીમતી મદદ આપી છે તે માટે હું તેવણનો એહેશાન માનું છું.

મુબઈ, જાન્યુઆરી સને ૧૯૨૬. } **નવરોજી પેશતનજી કાવશજી કાંગા.**

# PREFACE TO THE TENTH EDITION.

While publishing this present edition, it is my duty to take note of the mournful death of my father Mr. Pestonji Kavasji Kanga who passed away on 8 th November 1923.

After the publication of the last edition in July 1921 by my late father, there was a demand for the present edition made by the co-religionists which proves the high degree of their zeal and devotion for the recital of Avesta prayers in correct orthography and for the understanding the sense thereof.

The co-religionists will be pleased to see that in the present edition an addition of 18 pages has been made in the same way as the eighth edition has evinced an addition of 68 pages by the introduction of " Pazend Afrins."

I have to thank Ervad Phiroze Shapurji Masani M. A., L. L. B. Solicitor, our well-known Avesta-Pahlavi scholar and the friend of my late father, who has been courteous on my requesting him to allow me willingly to introduce the original correct Pazend text and word-for-word orderly translation of the " Pazend Ashirvad " or Benediction Prayers recited in the Parsee-Zoroastrian nuptial ceremony from the book of "Pazend Prayers Series NO 2" edited & published by him.

Besides this favour Ervad Masani has rendered his original translation of the well-known passage " Yātû Zi Zarathushtra" in the Senior Haftan Yasht which had not been rendered into word-for-word translation upto now, and he has given a long elucidatory note thereon, which it is hoped, will

be helpful to the students of the Avesta. Also Ervad Masani has translated the kardeh 19 § 59 of the Behram Yasht and my thanks are due to him for all these courtesies.

Finally, I have to thank our well-known Avesta-Pahlavi scholar Ervad Bamanji Nasarvanji Dhabhar M. A. for his valuable assistance in the work of going through the final proofs of this present edition.

BOMBAY, *January, 1926.* } NAVROJI PESTONJI KAVASJI KANGA.

# નવમી આવૃત્તિનો દીબાચો.

૧૯૧૬ માં છેલ્લી આઠમી આવૃત્તિ બહાર પડ્યા પછી એવી આશા હતી કે લડાઈ પુરી થયા પછી બધો મામલો લડાઈની અગાઉના વખત જેવો પાછો રાહ ઉપર આવશે. પણ આ આશા પાર પડી નથી, કેમજે દરેક ઉપયોગી અને જરૂરી ચીજની અજાયબી પમાડનારી મોંઘવારીના વખતમાથી આપણે પસાર થઈએ છીએ.

આવા સંજોગમાં આ અગત્યની ખોરદેહ અવસ્તા ભણવાની ચોપડી બહાર પાડવાનો વિચાર મોકુફ રાખવાનું દરૂસ્ત ધારવામાં આવ્યું. પણ મારા મીત્રોની સલાહથી એ ચોપડી બહાર પાડવાની મેં હીમત કરી છે, અને હાલની આવૃત્તિની કીમતમાં જે વધારો કરવો પડ્યો છે તે માટે જાહેર આલમ આનાકાની નહી કરશે એવી સુચના કીધેલી ગેરવાજબી લેખાશે નહી.

મુબઈ, જુલાઈ ૧૯૨૧. } પેશતનજી કાવશાજી એદલજી કાંગા.

# PREFACE TO THE NINTH EDITION.

After the publication of the former eighth edition in 1916, it was hoped that after the war had been over every thing would revert to its pre-war position. But this hope has not been realised, and we are passing through very bad times of extraordinary dearth of every useful and necessary article.

Under these circumstances it was deemed desirable to stop the publication of this important prayer-book, the *Khordeh Avesta*. But at the instance of my friends, I have ventured to get it published, and it is not unfair to suggest that the public will not grudge the rise in the price of the present edition.

BOMBAY, *July 1921.* PESTONJI KAVASJI EDALJI KANGA.

૧૨૮૯૧

# આઠમી આવૃત્તિનો દીબાચો.

આ પુસ્તકની છેલ્લી સાતમી આવૃત્તિ ૧૯૧૩ માં પ્રગટ થઈ હતી, અને એ પુસ્તકના ચાલુ ઉપયોગીપણાને લીધે ચાલુ માંગણી થતી હોવાને લીધે આવા લડાઈના વખત દરમ્યાન પણ પાછી છપાવવાની જરૂર પડી છે.

મારા મરહુમ પિતાજી એરવદ કાવશજી એદલજી કાંગા ૧૯૦૪ માં ગુજર પામ્યા પછી છઠ્ઠી તથા સાતમી આવૃત્તિઓ એમની એમ છપાવીને બહાર પાડવામાં આવી હતી, પણ આ આવૃત્તિમાં એક ખાસ અગત્યનો વધારો કરવામાં આવ્યો છે, અને તે આપણી ક્રીયાઓમાં ચાલુ ભણવામાં આવતી પાજંદ આફ્રીનના ભણતરો છે. આફ્રીનગાંનની ક્રીયા માટે જુદા જુદા કરદા શુદ્ધ ઉચ્ચારે અને ગુજરાતી તરજુમા સાથે આ પુસ્તકમાં મારા મરહુમ પિતાજીએ પોતાની પાંચમી આવૃત્તિમાં વધારો દાખલ આપ્યા હતા, પણ તેની સાથે શુદ્ધ ઉચ્ચારે "પાજંદ આફ્રીન" માટેની ઉલત ભરેલી માંગણી થયા કરતી હતી.

આ માંગણીને પુગી વળવા માટે મેં મારા મીત્ર એરવદ ફીરોજ શાપુરજી મસાની, એમ. એ. એલએલ. બી., વકીલ હાઈકોર્ટ, ને અરજ કરી, અને તેવણ પોતાની, "પાજંદ ભણતરો નં. ૧" ની કેતાબ કહાડવામાં રોકાયલા હતા, અને તેમાં સારાં નસીબે તેવણે "પાજંદ આફ્રીન બા માએની" પોતાના નં. ૧. માં લેવા માંડી હતી. તેવણે મહેરબાનીની રાહે પોતાના માનવંત શિક્ષક મરહુમ એરવદ કાવસજી એ૦ કાંગાની ચોપડીમાં આપવા મારી અરજ ઉપરથી ખુશી બતાવી હતી, જેનાં પરીણામમાં આ આવૃત્તિનાં કદમાં ૬૮ સફાનો વધારો થયો છે. એરવદ ફીરોજ શા૦ મસાનીએ મુલ્લાં ફીરોજ મદરેસામાં યુનિવરસિટીની કલાસીકલ ભાષા તરીકે અવસ્તા પહેલવીનો એમ. એ. સુધી પાંચ વરસ અભ્યાસ કીધો છે, અને તે અભ્યાસ ત્યારપછી ચાલુ રાખી અવસ્તા ભણતરો અને પહેલવી લખાણોના અનેક ખાનગી તેમજ જાહેર તરજુમા કરવા ઉપર પોતાનું ધ્યાન રોકી રાખ્યું છે. અને તેવણનાં અવસ્તા પહેલવી ભાષાના જ્ઞાન તથા જરથોશ્તી દીનના અભ્યાસની

ખાસ લાઈનિને આધારેજ આ આફ્રીનનાં ભણતરો શુદ્ધ ઉચ્ચારે લખીને મારા મરહુમ પિતાની ઢબમાંજ તરજુમો કરી આપ્યો છે, જે મેહેરબાની માટે હું એવણનો આ તકે ઉપકાર માનું છું.

અહીં જણાવવું જોઈએ કે આ પુસ્તક લડાઈના હીંગામમાં ઘણા મોંઘાં ભાવે છપાવવા છતાં તથા અસલના જેવાં શોભઈતાં એમબોસ કીધેલાં પુંઠામાં બંધાવ્યા છતાં અને ઉપર જણાવેલાં ૬૮ સફાનો વધારો છતાં હમદીનોની સવલતાને ખાતર એના ભાવમાં કંઈબી વધારો કરવામાં આવ્યો નથી.

મુંબઈ,
નવેમ્બર, ૧૯૧૬. } **પેશતનજી કાવશજી એદલજી કાંગા.**

# PREFACE TO THE EIGHTH EDITION.

The last seventh edition of this book was published in 1913, and owing to the constant demand for it on account of its everyday usefulness, a further edition thereof has been considered necessary even during the time of the Great War.

After the lamented demise of my late father Ervad Kavasji Edalji Kanga in 1904, the book had gone through the sixth and seventh editions without any alteration or addition; but this present edition evinces a special feature of importance,—the addition of "Pâzend Afrin" or benedictory prayers recited always with everyday ceremonial recitals. My late father had in the fifth edition of this book made an addition of special 'Kardeh' or sections for the recital of different 'Afringân' ceremonials, with their correct pronounciations and Gujarati translation, but there appeared to be an eager demand for "Pâzend Afrin" in correct orthography and with word-for-word Gujarati rendering, along with the "Afringân Kardeh."

In order therefore to meet this desideratum, I requested my friend Ervad Phiroze Shapurji Masani, M. A., LL. B., Vakil, High Court, to help me. Fortunately it so turned out that the publication of his book under the title of "Pâzend Prayers Series No. 1" was under contemplation, and that the "Pâzend Afrin with Translation" constituted the First Number thereof. He was pleased to comply with my request and allowed me to introduce these 'Pâzend Afrin" into the Khordeh Avesta—the book of his late revered master Ervad Kavasji E. Kanga, and as a result of this favour an addition of 68 pages will be noticed in the present edition. Ervad Phiroze S. Masani has studied the Avesta and Pahlavi as his university classical languages in the Mulla Feeroze Madressa

for five years up to the degree of M. A, and having since then pursued the studies in this line he has devoted his attention to various public and private translations of Avesta scriptures and Pahlavi texts. What with his linguistic knowledge of Avesta and Pahlavi, and what with his special line of study of the Zoroastrian Religion he has been enabled to put the "Afrin Prayers" into precisely correct orthography, and the translations thereof exactly in the style of my late father, and for the favour done to me I take this opportunity of thanking Ervad Masani.

It should be noted here that no increase has been made in the price of the book for the benefit of my co-religionists notwithstanding the fact of its being printed at much higher rates in this untoward time of the War, and of its being bound in the same original artistic and embossed cover as well as of its being enlarged by 68 pages.

BOMBAY,
*November 1916.* } PESTONJI KAVASJI EDALJI KANGA.

## છઠ્ઠી આવૃત્તિનો ખુલાસો.

આ પુસ્તકની છેલ્લી આવૃત્તિ ૧૯૦૨ માં પ્રગટ થઈ હતી જે પછી તેના બનાવનાર મારા પિતાજી એરવદ કાવશજી એદલજી કાંગા માર્ચ ૧૯૦૪ માં મરણ પામ્યા છે.

પાંચ જુદી જુદી આવૃત્તિઓ દરમિયાન મરહુમે તેમાં અનેકવાર બનતા સુધારા વધારા દાખલ કરી આ પુસ્તક બનતું સંપૂર્ણ બનાવેલું છે, અને તેની છેલ્લી આવૃત્તિ નવેસરથી છપાવી એમની એમ દીનદાર જરતોશ્તીઓની સેવામાં રજુ કરી છે અને મરહુમનેજ પગલે ચાલી પુસ્તકની છપાઈ, બંધાઈ કે કીમતમાં ફેરફાર કીધો નથી.

મુંબઈ, સપતેમબર સને ૧૯૦૭. } પેશતનજી કાવશજી એદલજી કાંગા.

## PREFACE TO THE SIXTH EDITION.

During my father's lifetime this book passed through five editions, and each succeeding edition was characterized by the necessary additions and alterations. The fifth edition, which was issued in 1902, was particularly remarkable for a number of modifications and the present edition is therefore merely a reprint of my father's last edition. In the printing, binding, and price of the book also I have adhered to my father's plan.

BOMBAY, *September 1907.* } PESTONJI KAVASJI EDALJI KANGA.

# પાંચમી આવૃત્તિનો દીબાચો.

પાક અવસ્તાના કલામ શુદ્ધ ઉચ્ચારે ભણવાની ઉલટ તથા તેના અર્થ જાણવાની હોંસ, આપણા જરતોશતીઓમાં દીન પર દીન વધતી જાએછે તે, આએ કેતાબના વધતા જતા ખપ ઉપરથી સેહેજ જણાઈ આવેછે. આએ પાંચમી આવૃત્તિ બાહાર પાડવા આગમચ, અવસ્તાના મારા ચાલુ અભ્યાસની મદદથી, એ કેતાબ નવેસરથી તપાસીને તેના અર્થમાં મે જોઇતા ફેરફાર કીધા છે, તથા કેટલેક ઠેકાણે વધુ ખોલાસા આપ્યા છે. વળી યશ્તોમાં જે જે ફકરાઓને ડાકટર ગેલ્ડનરે કવીતા રૂપી લખાણ ગણ્યું છે, તે ફકરાઓના ઇશારા તથા ખોલાસા નોટમાં જણાવ્યા છે. એ ઉપરાંત, વધારા તરીકે સીરોજા યશ્ત, સઘળાં આફ્રંગાનો, નીઆએશ તથા યશ્તની પછી ભણવાની પાજદ નીરંગ, તથા દરરોજ ભણવાજોગ મોનાજાત તેના તરજુમા સાથે આપવામાં આવ્યાં છે. એ સબબે એ કેતાબનાં કદમાં ૪૮ સફાનો વધારો થયોછે. વળી આગલી આવૃત્તિના કરતાં આએ પુસ્તકનાં પુઠાંને વધારે શોભઇતું કરવા સારૂ, અવસ્તાના સોનેરી ફકરાથી 'એમબાસ' કરવામાં આવ્યું છે. એ બધું છતાં, એની કીમતમાં કાંઈબી વધારો ન કરતાં આગળની માફક ફક્ત રૂપીયા ૨॥ રાખી છે.

મુંબઈ, ફેબ્રુઆરી,<br>સને ૧૯૦૨ ઇસવી.

કાવશજી એદલજી કાંગા.

# PREFACE TO THE FIFTH EDITION.

The first edition of my Khordeh Avesta was issued in 1880 and the last in 1896. The rapid sale commanded by those editions is an unmistakable proof of the general desire on the part of my co-religionists to recite their prayers according to the correct and authenticated texts and to know their meaning. In placing this fifth edition before the public, I have thoroughly examined the texts and interpretations given in my former editions, and made alterations and modifications, where necessary, in the light of my continued studies. The present revised edition has been enlarged by the addition of the Sirozâh Yasht, the Afringâns and the Pâzend Nirang recited at times after the prayers and a *Monâjât* by the late Moolla Feeroz with their translations.

BOMBAY,
*February 1902.*

KAVASJI EDALJI KANGA.

# ચોથી આવૃત્તિનો દીબાચો.

આએ ચોથી આવૃત્તિમાં ખોરશેદ તથા માહ—એ બે યશ્તો ઉમેરીને ૧૪ યશ્તો આપવામાં આવીછે. પોતાનાં વાહાલાં ગુજરેલાંઓની યાદનેમાટે ભણવાનો અવસ્તા તથા પાજન્દ કરદો તેના અર્થ સાથે આપ્યોછે. બધો તરજુમો તથા નોટ નવેસરથી તપાસીને તેમાં ઘટતો ફેરફાર કીધોછે. સઉથી છેલ્લો છપાએલો પ્રોફેસર દારમેસ્તેતેરનો અવસ્તાનો ફ્રેંચ તરજુમો બારીકીથી વાંચીને, તેમાંની જાણવાજોગ બાબતો નોટમાં લીધીછે. ખોરદેહ અવસ્તામાં આવેલા ગાથાના ફકરાઓને કવીતા રૂપમાં મુક્યા છે. એ ઉપરાંત બીજી કેટલીએક જાણવાજોગ બાબદો ઉમેરીછે. એપ્રમાણે એ કાંમની પુઠે લાગીને તેને બરાબર સરનજામ પોંહોંચાડવાને મને ૬ મહીના મેહેનત કરવી પડીછે. ચોપડીનાં કદ્દમાં વધારો તથા સુધારો થવા છતાં, એની કીમતમાં કાંઈબી વધારો ન કરતાં, ફક્ત રૂ. ૨॥ રાખી છે.

"સર જમશેદજી જીજીભાઈ ટરાંનસલેશન ફંડ"ના માનવન્તા ટરસ્ટી સાહેબોએ, આપણી પાક દીનને લગતી એ કેતાબની ૬૦ નકલ ખરીદ કરીને, જે આશ્રો આપવાને મેહેરબાની કીધીછે, તેનેમાટે એ નેકનામ અકાબરોનો હું એહસાંન માનુંછું.

મુબઈ, માર્ચ, સને ૧૮૯૬ ઇસવી. } **કાવશજી એદલજી કાંગા.**

---

# ત્રીજી આવૃત્તિનો દીબાચો.

આએ કેતાબની ખુબી તથા કદર આપણા હમદીન ભાઈઓમાં પુરતી રીતે જણાએલી દીસેછે, સબબ કે ૨॥ વરસની ટુંક મુદ્દતમાં, સુધારા તથા વધારા સાથની એની બીજી આવૃત્તિ ખપી ગઈ છે. આગળના કરતાં આપણા દીનદાર જરતોશ્તીઓ શુદ્ધ ઉચ્ચારે ભણવાને તથા તે ભણતરમાં આવેલી બાબદોની માએની જાણવાને વધારે ખાહેશમંદ છે તે, આએ કેતાબના ખપ ઉપરથી સેહેજ જણાઈ આવેછે.

આએ ત્રીજી આવૃત્તિમાં બીજી બે યશ્તો (તીર તથા ગોશ) વધારીને ૧૨ યશ્ત આપવામાં આવીછે, ડાકટર ગેલ્ડનરનું નવું બાહાર પડેલું અવસ્તાનું

પુસ્તક બારીકીથી વાંચીને, મને દરૂસ્ત લાગવાથી એ પુસ્તકને આધારે પુષ્કળ ઠેકાણે અવસ્તાના બોલોમાં મેં ફેરફાર કીધોછે. વળી અવસ્તાના વિદ્યાર્થીઓને તેઓના અભ્યાસમાં સવળ પડે એટલામાટે, ડાકટર ગેલ્ડનરના પુસ્તક પ્રમાણે, ફકરાઓના નમબરો અવસ્તા તથા માએનીની શરૂઆતમાં મુક્યાછે. અવસ્તાનાં મારા ચાલુ અભ્યાસની રૂએ તરજુમામાં ઘટતે ઠેકાણે સુધારો કરવામાં આ૦યો છે.

મુંબઈ, જુલાઈ સને ૧૮૯૦. } કાવશાજી એદલજી કાંગા.

---

## બીજી આવૃત્તિનો દીબાચો.

આએ ખોરદેહ અવસ્તા બા માએનીની કેતાબની પેહેલી આવૃત્તિ ઈસવી ૧૮૮૦ ના સાલમાં છપાઇને બાહાર પડી હતી. તેની કીમત રૂ૦ ૪ હોવા છતાં, અત્રેના તેમજ દેશાવરના જરતોશ્તીઓને પસંદ પડતી હોવાથી, ૭ વરસમાં તેની ૧૦૦૦ નકલ ખપી ગઈ, અને તેને ફરીથી છપાવાની માંગણી થઈ. * * * * એ પુસ્તકની પેહેલી આવૃત્તિમાં એક વખત આવી ગએલા અવસ્તા ફરીથી આપવામાં નહિ આવ્યા હતા, પણ આએ બીજી આવૃત્તિમા જરતોશ્તીઓને ભણવાને સવળ પડે એટલામાટે, આગળ આવી ગએલા અવસ્તા તથા પાજંદના ભાગો ફરી ફરીથી સલસલાબદ આપવામાં આવ્યા છે. પેહેલી આવૃત્તિમાં પાંચ નીઆએશ, પાંચ ગેહ, બધી નીરંગો, બાજે અને નમસ્કારો તથા ૭ યશ્તો આપવામાં આવી હતી, તેમાં મ્હોટી તથા ન્હાની હપ્તન યશ્ત, ખોરદાદ તથા મ્હોટી હોમ યશ્ત—એ ત્રણ યશ્તો ઉમેરીને આએ સુધારેલી બીજી આવૃત્તિમાં ૧૦ યશ્તો આપવામાં આવી છે. એ પ્રમાણે હોવાથી એ પુસ્તક પેહેલી આવૃત્તિના કરતાં વધારે મ્હોટું થયું છે; અને સોજી છપાઈ, સફાઇદાર જાડાં કાગજ તથા મજબુત અને શોભઈતાં પુઠાં સાથે, આપણા જરથોશ્તીઓને ખરીદ કરવાને બની શકે એટલામાટે એની કીમતમાં ઘણો ઘટાડો કીધો છે.

મુબઈ, દીસેમબર સને ૧૮૮૭ ઇસવી. } કાવશાજી એદલજી કાંગા.

# પેહેલી આવૃત્તિનો દીબાચો.

ઈસિવી ૧૮૧૮ ના સાલમાં ઈઆને આજ ૬૨ વરસની વાત ઉપર, મરહુમ દસ્તુરજી ફરામજી સોહોરાબજી મેહેરજી રાણાનો કીધેલો ખોરદેહ અવસ્તાનો ગુજરાતી તરજુમો છપાઈને બાહાર પડ્યો હતો; ત્યાર પછી તેજ વરસમાં મરહુમ દસ્તુરજી એદલજી દોરાબજી સંજાણાએ ખોરદેહ અવસ્તાનો એક બીજો ગુજરાતી તરજુમો છપાવી પ્રગટ કીધો હતો, તે વખતથી તે આજસુધી બીજાઓએ બી આએ છેલ્લા તરજુમા ઉપરથી ઉતારો કરીને, તેમાં કાંઇબી જાણવા જોગ ફેરફાર કીધા વગર છપાવ્યો હતો. પણ ત્યાર પછી યુરોપિયન વિદ્વાનોની અથાક મેહેનતની નવી નવી શોધોથી, તથા 'ફાઇલાલોજી'ના નવા એલમથી, આપણા આએ કદીમ ધર્મ ઉપર પુષ્કળ અજવાળું પડ્યું છે, અને તે અજવાળાંની મદદથી ઘણીએક નવી બાબદો તથા ખુબીઓ જે અગાઉ નહી જણાએલી હતી તે, એ ધર્મનાં ખુદ અસલ લખાણમાંથી માલુમ પડી આવીછે. એ અસલ લખાણ જેને 'અવસ્તા' કરીને કહેછે, તેના કેટલાએક ચોક્કસ ભાગોનો 'ફાઇલાલોજી,' ને કાએદે કીધેલો તરજુમો છપાઈને બહાર *પડ્યોછે. પણ 'ખોરદેહ અવસ્તા' જે આપણા જરતોશ્તીઓમાં દરરોજ ભણવાનો ચાલ છે તેનો, હાલની નવી શોધોને અનુસરતો તથા સહી તરજુમો, તેની અસલ શુદ્ધ એબારત સાથે બહાર પડે તો સારૂં, એવી આપણા કેટલાએક જરતોશ્તીઓએ પોતાની ખાહેશ જણાવી હતી; એ ઉપરથી એ કાંમ માથે લેવાને મેં દરૂસ્ત ધાર્યું.

આએ 'ખોરદેહ અવસ્તા બા માએની'ની ચોપડીમાં તમામ અવસ્તાનો ભાગ પ્રોફેસર વેસ્ટરગાર્ડના "જંદ ટેક્સટ્સ" (Zend Texts) ઉપરથી લીધો છે. એ તમામ ભણવાનો ભાગ અવસ્તા અક્ષરમા આપવાનો મારો વિચાર હતો, પણ આપણા જરતોશ્તીઓનો ઘણો મ્હોટો ભાગ એ અક્ષરોનાં વાંચનથી તદ્દન અનજાણા હોવાને લીધે, એ વિચાર છોડી દઈને શુદ્ધ ગુજરાતીમાં તેના ઉચ્ચાર આપવા પડ્યા. એ પ્રમાણે બરાબર શુદ્ધ ગુજરાતી અક્ષરમાં અવસ્તાનું વાંચણ આપતાં, મને કેટલાએક ચોકસ તદ્દન નવી જાતના ગુજરાતી

* શેઠ ખ૦ રૂ૦ કામાજીવાળો ફરહંગસાથનો તમામ વંદીદાદના તરજુમાનો રીસાલો (બનાવનાર, એરવદ કા. એ. કાંગા). દરૂ યષ્ટ બા માએની (બનાવનાર, દસ્તુરજી એ. સો. મેહેરજી રાણાના તથા એરવદ મી. શા. વાછા). આવાં યસ્ત બા માએની (બનાવનાર, એરવદ ટે. દી. અંકલેશ્વરીઆ).

'ટાઈપ' બનાવવા પડ્યા:—જેમકે ધ્, જ઼, ઝ઼, ખ઼, જ઼ૂ, ઝ઼ૂ, ત઼, ઇત્યાદિ. પણ અગરજો હવે પછી આપણા જરતોશ્તીઓમાં અસલ અવસ્તા અક્ષરમાં ભણવાનો ચાલ પડશે તો, આએ ચોપડીની બીજી આવૃત્તિમાં તમામ અવસ્તા તથા પાઝંદ ભાગ તે અક્ષરમાં આપવામાં આવશે.

દરેક અવસ્તા તથા પાઝંદ ફકરાની નીચે તેનો બોલેબોલ ગુજરાતી તરજુમો આપ્યોછે, પણ સેહેલાઇથી જણાઈ આવે એટલા માટે બેહુના 'ટાઈપ' જુદા લીધાછે. વળી દરેક અવસ્તા તથા પાઝંદ બોલનો ગુજરાતીમાં શું અર્થ થાએછે તે તરત જણાઈ આવે એટલા માટે, અવસ્તા તથા પાઝંદ તેમજ ગુજરાતી બોલોને મથાળે આંકડા મુકવામાં આવ્યાછે; પણ ગુજરાતી એબારતને માટે કેટલીએક વખતે આપણી તરફથી જ્યારે બોલો લેવા પડ્યા છે ત્યારે, તે અસલ એબારતમાં નથી એવુ જણાવવાસારૂ તે બોલોને (     ) એપ્રમાણે વલાયામાં મુક્યા છે. એ પ્રમાણે દરેક બોલને મથાળે આંકડા મુકીને વળી ગુજરાતી ઢપ પ્રમાણે સલસલાબંદ તરજુમો કરવો એ જરા મુશ્કેલ કાંમ છે, તથા દરેક અવસ્તા બોલનો ગુજરાતીમાં અર્થ લાવતાં કોઈ કોઈ વખતે ગુજરાતી એબારત રસીલી આવી શકી નથી. દરેક ફકરાનો આંકડા મુકીને બોલેબોલ તરજુમો આપ્યા પછી, તેની નીચે જોઈતે ઠેકાણે **ખોલાસો** એવું મથાલું કરીને વલાયામાં અગત્યના તથા મુશ્કેલ ફકરાઓની પુરતી શરેહ તથા નોટ આપીછે.

ઉપર જણાવ્યા પ્રમાણે શુદ્ધ અવસ્તા તથા તેના ગુજરાતી તરજુમા ઉપરાંત, નીચે જણાવેલી અગત્યની તથા જાણવા જોગ બાબદોનો ખોલાસો કીધોછે:—૧ લું,—ભણતી વખતે કીએ ઠેકાણે જરા અચકવુ, તથા મતલબ પુરી થયાથી કીએ ઠેકાણે તદન અટકવુ, એ જણાવવા માટે જુદાં જુદાં ચિન્હો, જેમકે અલ્પવિરામ, પૂર્ણવિરામ ઇત્યાદિ નિશાનીઓ મુકી છે. ઘણી વખતે આપણા લોકો ભણતી વખતે એક વાક્યના છેલ્લા બોલને બીજા વાક્યની સાથે ભેળી નાખેછે; વળી કેટલીએક વખતે તો એક લાંબા બોલને બે બોલ હોએ તેમ જુદા પાડેછે. એ ભૂલ અટકાવવાને માટે ઉપર જણાવેલી જુદી જુદી નિશાનીઓ વાપરવામાં આવી છે. ૨ જું,—આપણા જરતોશ્તીઓનો મ્હોટો ભાગ જે કાંઈ ભણેછે, તે બધાંને 'અવસ્તા' ને નાંમે ઓળખે છે. પણ અસલ અવસ્તા કીઆ, પાઝંદનો ભાગ કીઓ, તથા પાઝંદના કરતાં બી છેક પાછળા વખતમાં જોડાએલા કલામો કીઆ—એ બધું આએ ચોપડીમાં ખોલાસાવાર જણાવ્યુંછે. ૩ જું,—યશ્તો સિવાએ

ખોરદેહ અવસ્તાના જુદા જુદા ફકરાઓ, મ્હોટા અવસ્તા કે જે ઇજિશ્ને, વીસ્પરદ તથા વંદીદાદ એઓમાંથી, કીએ ઠેકાણેથી લઇને ગોઠવેલાછે તે બાબે ઇશારો જણાવ્યોછે. ૪ થુ,—પાજંદ ફકરાઓની સાથે તેવીજ મતલબના ખુદ અવસ્તાના ફકરાઓનો ઈશારો તથા તેની સમજ પણ આપવામાં આવીછે. ૫ મું,—જો એક બાબદ એક ઠેકાણે અધુરી રીતે આવેલી હોએ, અને તેજ બાબદને લગતો વધુ ખોલાસો જો ઇજિશ્ને, વીસ્પરદ તથા વંદીદાદ મધેથી મળી આવતો હોએ તો, તેવે ઠેકાણે બની શકયું છે તેમ, તે બાબદનો પુરતો ખોલાસો આપવાની કોશેશ કીધીછે. ૬ ઠુ,—હોમ, જીવાંમ, બરસમ, જોર, ચીનવત્ પુલ, ઇત્યાદિ જરતોશ્તી ધરમને લગતા બોલોની સમજ આપવામાં આવીછે. ૭ મુ,—યથા અહૂ વઇર્યો તથા અષેમ વોહુની બુજોરગી તથા ખુબી બાબે અવસ્તામાં જુદે જુદે ઠેકાણે જે લખાણો આવેલાંછે તેનો ખોલાસો કીધોછે. ૮ મુ,—કેટલેક ઠેકાણે, જેમકે આતશ નીઆએશમાં આતશની બાબદમાં પેહેલવી શરેહની પણ મદદ લેવામાં આવીછે. ૯ મું,—પતેત પશેમાની જે પાજંદ ભાષામાં લખાએલીછે તેનો તરજુમો આપતાં, જોઇતે ઠેકાણે તેને મળતા ખુદ અવસ્તાના ફકરાઓનો ઈશારો તથા તેની સમજ, તથા કેટલાએક કરદાઓમાં પેહેલવી તરજુમો કરનારાઓએ જે વધુ ખોલાસો આપ્યોછે તે બી દાખલ કરવામાં આવ્યોછે. ૧૦ મું,—ભણતી વખતે કેટલેક ઠેકાણે જે ક્રિયાની જરૂર છે તેનો ખોલાસો કીધોછે. ૧૧ મુ,—ગાહામ-બારોની અસલ અવસ્તા પ્રમાણેની ફસલો તથા તેઓની સમજ આપીછે. ૧૨ મુ,—દીનનો કલમો જે હાલ પાજંદમાં ભણવામાં આવેછે તેને બદલે, તેનેજ લગતું ઘણે દરજજે ચઢતું ખુદ અવસ્તામાંથી મળી આવતું લખાણ, તેના તરજુમા તથા શરેહ સાથે આપવામાં આવ્યુંછે. એ અવસ્તામાં દીનનો કલમો તે ઇજિશ્નેનો ૧૨ મો હા સમજવો.

આએ દીબાચો સમાપ્ત કરતી વખતે, આએ ઠેકાણે આપણા માનવંતા શેહેરી તથા સર્વને જાણીતા ' ઓરીએનટલ સ્કાલર ' તથા મારા પોતાના વિદ્વાન ધર્મોપદેશક શેઠ ખરશેદજી રૂશતમજી કામાજી, જેવણની ધર્મ સંબંધી કેલવણીથી મને અતિશય ફાએદો હાંસલ થયોછે તેવણનો મ્હોટાં માનસહીત હું ઉપકાર માનુંછું. આએ ખોરદેહ અવસ્તાનો તરજુમો કરતી વખતે મને ઘણાએક બોલો, વાક્યો તથા ફકરાઓ મુદલ સમજ નહી પડતા હતા. એ તમામ મુશ્કેલીઓ દૂર કરવાને માટે, ઘણા દાહાડા સુધી મને એ શેઠની અતિ ઉપયોગી મદદ લેવી પડી હતી, જે એ લાએકીવાળા ગૃહસ્થે જેમ મને મારાં આગળાં કાંમોને મ્હોટી ખુશી સાથે ઉત્તેજન આપ્યું

હતું, તેજ પ્રમાણે આએ કાંમમાં બી પોતાનો અમુલ્ય વખત રોકીને, મને જોઇતી મદદ આપવાની મેહેરબાની કીધી હતી. વળી એ ચોપડી આપણા લોકોમાં વધારે ઉપયોગી થઈ પડે, એવી મતલબથી કેટલીએક સારી સૂચના પણ કીધી હતી. ટુકાંમાં મારે જણાવવું જોઇએ કે, જેવી દિલસોજીથી તથા પરોપકારપણાથી આએ સજ્જન ગૃહસ્થે એ કાંમમાં મને પોતાની અતિ ઉપયોગી મદદ આપી હતી, તે મદદથી જો હું બેનસીબ રહ્યો હતે તો, આએ પુસ્તક હાલની હાલતમાં આવી શકતે નહી.

આએ કાંમ બનતી કોશેશ, સભાળ તથા ચોકસાઈથી બજાવવામાં આવ્યુંછે. કોઈ કોઈ ઠેકાણે જ્યાંહાં તરજુમો મને પોતાને ખાતરી ભરેલો લાગો નથી ત્યાંહાં તે બાબે નોટમાં મેં ઈશારો જણાવ્યોછે. એ સિવાએ બીજી કાંઈ કસુર અથવા ખાંમી એ ચોપડીમાં નજર પડે તો, આશા રાખવામાં આવેછે કે, સમજુ તથા કદરદાંન વાંચનારાઓ તે મેહેરબાનીની રાહે દરગુજર કરશે. આ પુસ્તક તૈયાર કરવામાં જે ચોપડીઓની મેં મદદ લીધી હતી તેઓના ગ્રંથકારોનો હું ઉપકાર માનુંછું. એ ચોપડીઓની ટીપ આગળ આપીછે.

મુબઈ, એપ્રિલ
સને ૧૮૮૦ ઈસવી.

**કાવશજી એદલજી કાંગા.**

# PREFACE TO THE FOURTH EDITION.

This, the fourth edition of my Khordeh Avesta has been enlarged by the addition of two new Yashts, *viz.* Khorshed and Mâh, and the Avesta and Pâzend chapter (*Kardeh*), recited in memory of departed relatives, has been inserted with its translation. The translation and notes throughout have been carefully revised in the light of further study and research. I have carefully perused the latest edition of Professor Darmesteter's French version of the Avesta, and gleaned from it useful matters and inserted it in this work in the shape of foot-notes. The passages of the Gâthâs, occurring in the Khordeh Avesta, have been reproduced in the form of verse Besides, many other matters which can suitably find a place in a work of this kind have been added. In short, an earnest endeavour has been made to improve and enlarge the work and bring it up to date. With a view, however, to place it within the reach of all classes of my co-religionists, no increase has been made in the price of the book, which, as in the case of the last two editions, has been fixed at Rs. 2-8 ans. per copy.

I beg to acknowledge the obligation I owe to the esteemed Trustees of the Sir Jamsetjee Jeejeebhoy Translation Fund for their support by subscribing for sixty copies of this Work.

BOMBAY,
*March 1896.*

KAVASJI EDALJI KANGA.

# PREFACE TO THE THIRD EDITION.

The rapid sale, in the short space of two years and a half of the second edition revised and enlarged of this Work affords evidence at once satisfactory and gratifying of the utility and appreciation of the book, and of the growing taste for a correct and intelligent reciting of prayers among the Parsi community. In the present edition, two Yashts, *viz.*, Tir and Gosh have been added to the *ten* given in the second edition; the number of Yashts in this edition being thus *twelve* in all.

I may add that, following the new edition of the Avesta Texts published by Dr. Karl F. Geldner, I have altered, in many places, certain Avestaic words, which appeared to me in the course of my study of that book to admit of corrections; and with the view of affording facility of reference to Avesta students, I have numbered the paragraphs in my text and translation as Dr. Geldner's text. The translation has also, in some places, undergone revisions and improvements, suggested by further study and consideration of the Avesta literature.

BOMBAY, *July, 1890.* } KAVASJI EDALJI KANGA.

# PREFACE TO THE SECOND EDITION.

The first edition of this Khordeh Avesta was issued in 1880. To judge from the favourable reception accorded to it, (a thousand copies having been sold off and a new issue called for), the work may be assumed to have supplied a want and to be well adapted to the needs of the community for which it was intended. * * * Passages of Avesta and Pâzend, which were omitted in the first edition, after they had been once cited, have been repeated in

the present issue, on every occasion on which they recur. This and the addition of three Yashts has somewhat increased the bulk of the volume, yet the price has been greatly reduced, in order to place it within the reach of all sections of the community.

BOMBAY,
*December, 1887.*

KAVASJI EDALJI KANGA.

# PREFACE TO THE FIRST EDITION.

More than 60 years ago a translation of the Khordeh Avesta was for the first time published by the late Dustoor Framji Sorabji Meherji Rânâ. A few months later on, another translation of the same was issued by the late Dastoor Edaljee Dorabjee Sanjânâ. These translations did not materially differ from each other, but for all practical purposes, the latter, up till now, has been most in use—it having passed in the meantime through several editions with but few important alterations. Thanks, however, to the rapid, but immensely satisfactory progress made in comparative philology during the last half century by the indefatigable *savants* of Europe, considerable light has been thrown, not only on the ancient Zoroastrian religion, but on the interpretation of many a difficult passage in the Zend Avesta. Facts unknown before and excellences quite buried in obscurity have, by its aid, been brought to the surface, while some portion of the Zend Avesta, so ambiguous before, has been correctly interpreted and translated into Gujerati.* These made the want of a translation of the Khordeh Avesta, according to the most correct rules of grammar and philology, keenly felt; and I therefore undertook to supply it, at the suggestion of many educated and intelligent Zoroastrians.

* (1) Vendidad translated into Gujerati with explanatory notes, and a complete philological and grammatical glossary of all the words contained in the texts by Kavasji Edalji Kanga (K. R. Cama's Prize Essay). (2) Ten Yashts, translated by Dastoor Erachji Sorabji Meherji Rânâ and Ervad Muncherji Shapurji Vâchhâ. (3) Abân Yasht, translated by Ervad Tehmuras Dinshawji Ankleshvaria.

The whole of the translation is based on Professor Westergaard's excellent Zend text. This it was at first intended to publish in Zend character, but being aware of the inability of a great portion of my co-religionists to peruse it in Zend, I deemed it expedient to abandon the original intention, and make the Work more convenient and accessible by transliterating the original text into correct Gujerati. In so doing, I have had to undergo the trouble and expense of getting cast some letters, the corresponding ones for which were not to be found in Gujerati alphabet, such as ધ઼, ઍ, ઍ઼, ખ, ઞ઼, ઋ઼, વ઼, &c.

The text is divided into a number of convenient paragraphs. and each paragraph has, subjoined to it, its translation, and to prevent confusion, types in black pica have been throughout employed for the *text* and ordinary pica for the *translation* In the translation the two-fold end is observed of making it useful both to Zend students and to general readers. It is kept, as much as practicable close to the text, each word of which is distinguished by a number, correspending with that placed over its translation immediately below. Words not occurring in the original, but necessary to complete the sense of the translation, are placed in parentheses. In many cases the substance of one or more paragraphs is summarised by way of explanation and placed below the literal translation.

Besides the correct text and its translation referred to above, the following important points are attended to:—(1) Careful attention is paid to punctuation, for want of which gross mistakes often arise (2) Zend text is, in order to avoid confusion, separated and pointed out distinctly from the Pazend text, and the text composed at the later period (3) Special care is taken to point out the passages taken from the Yacna, Vispered and Vendidad. (4) Pâzend passages are, as far as practicable, compared with their corresponding Zend passages. (5) Subjects cursorily treated in the Khordeh Avesta, but discussed at great length elsewhere, are here amplified with fuller information from other sources. (6) Technical terms of Zoroastrian ceremonials

and ethics such as *hôm, jeevâm, barsam, zôr, chinvat bridge,* &c. are fully explained. (7) Passages treating of the excellence and efficacy of the prayers *Yathâ* and *Ashem* are culled and fully explained. (8) Pehlvi translation is sometimes referred to as in the case of *Atash Nyâyesh* (9) References to paralled Zend passages, as in the case of the translation of *Patet Pashemâns* which is wholly in Pazend, are given with their meanings and explanations, and in several places, where it was found necessary, additional information from Pehlvi commentators is given in foot-notes. (10) Certain ceremonials, required to be observed in several places during prayers, are explained. (11) Requisite information is given about the *Gâhmbârs* and their proper seasons, on the authority of the Avesta (12) The Pâzend Confession of faith, which is generally recited at the end of the prayers, is substituted by a far better one, and that too found in Zend, which, I trust, will be appreciated by my co-religionists. This Confession of faith constitutes the twelth Hâ of the Yaçna

In conclusion, I offer my deep and most greatful thanks to Mr. Khurshedji Rustomji Cama, our respected citizen and well-known oriental scholar, and my own learned preceptor. With that kindness and good nature which are characteristic of him, and which have invariably won him the esteem and affection of his private pupils, he has most cordially rendered me, in the preparation of this Work, as in that of my previous ones, very valuable assistance My obligations are due to him also for his many sensible and practical suggestions for the improvement of this Work.

Lastly, I trust to the indulgence of the reader to overlook any inaccuracies or defects which may have crept in the translation, notwithstanding all the care and attention conscientiously bestowed on it A list of the several oriental works which proved useful to me during the progress of the work is given elsewhere

BOMBAY,<br>*April, 1880.* } KAVASJI EDALJI KANGA.

# યશ્તોનાં નામ તથા તેના અનુક્રમ પ્રમાણેના નમબર.

NAMES OF YASHTS AND THEIR *Seriatim* NUMBERS.

ખોલાસો:—અંગ્રેજી લખાણોમાં તેમજ યુરોપિયન વિદ્વાનોની કેતાબોમાં યશ્તોનાં ખાસ નામ લખવાને બદલે, ઘણી વખતે યશ્ત (Yasht) બોલની પછી નમબર મુકવામા આવેછે; એ જાણવાને સવળ પડે એટલા માટે દરેક યશ્તનું નામ તેના નમબર સાથે આપવાને દરૂસ્ત જણાયું છે.

---

૧ **હોરમજદ યશ્ત** Hormazd Yasht= Yt. I.

૨ **હપ્તન યશ્ત** Haptan Yasht or Hapt Ameshâspand Yasht=* Yt. II.

૩ **અરદીબેહેશ્ત યશ્ત** Ardibehesht Yasht=Yt. III.

૪ **ખોરદાદ યશ્ત** Khordâd Yasht or Awerdâd Yasht= Yt. IV.

૫ **આવાં યશ્ત** Abân Yasht or Ardui Sûr Bânu Yasht= Yt .V.

૬ **ખોરશેદ યશ્ત** Khorshed Yasht= Yt. VI.

૭ **માહ યશ્ત** Mâh Yasht=Yt. VII.

૮ **તીર યશ્ત** Tishter or Tîr Yasht= Yt. VIII.

૯ **ગોશ યશ્ત** Drvâsp or Gosh Yasht.= Yt. IX.

૧૦ **મેહેર યશ્ત** Meher Yasht= Yt. X.

૧૧ **સરોશ યશ્ત હાદોખ્ત** Serosh Yasht Hâdokht= Yt. XI.
**સરોશ યશ્ત વડી** Sraosh Yasht-i-Yazeshne.†

---

* Yt. II તે નાહલી હપ્તન યશ્ત સમજવી; મ્હોટી હપ્તન યશ્ત તે યજશ્નેના ૩૫-૪૨ મા હા સાથની મ્હોટી હપ્તન યશ્ત જાણવી.

† એ યશ્ત યજશ્નેના ૫૭ મા હામાંથી લીધી છે; બીજી યશ્તોની માફક જુદી નથી. વધુ ખોલાસામાટે જુઓ સરોશ યશ્ત વડીની નોટ, સફો. ૨૮૦.

૧૨ રશ્ને યશ્ત Rashn or Rashnu Yasht= Yt. XII.
૧૩ ફરવરદીન યશ્ત Farvardìn Yasht= Yt. XIII.
૧૪ બેહેરાંમ યશ્ત Bahrâm Yasht= Yt. XIV.
૧૫ રામ યશ્ત Râm Yasht or Mîno-Râm Yasht= Yt. XV.
૧૬ દીન યશ્ત Din Yasht= Yt. XVI.
૧૭ અશીશવંઘ યશ્ત Ashi Yasht or Ard Yasht= Yt. XVII.
૧૮ આસ્તાદ યશ્ત Âshtâd Yasht= Yt. XVIII.
૧૯ જમ્યાદ યશ્ત Zamyâd Yasht= Yt XIX.
હોમ યશ્ત Hom* Yasht= Yt, XX. (ગેલ્ડનરના પુસ્તકમાં).
૨૦ વનન્ત યશ્ત Vanant Yasht=†Yt. XX.
૨૧ અષેમ વોહૂની ‡વખાણ ( ૨૧ મી યશ્ત ) Yasht Fragment= Yt. XXI.
૨૨ હાદોખ્ત નુસ્કની ૨ જી તથા ત્રીજી પરગરદ ( ૨૨ મી યશ્ત ) Yasht Fragment= Yt. XXII.
૨૩ આફ્રીન પેગમબર જરતોશ્ત ( ૨૩ મી યશ્ત ) Afrîn-Paighamber-Zartusht= Yt. XXIII.
૨૪ વીશ્તાસ્પ યશ્ત Vîshtâsp Yasht= Yt. XXIV.
સીરોજા ¶યશ્ત Sirozah Yasht.

---

* એ નાહની હોમ યશ્ત સમજવી; મ્હોટી હોમ યશ્ત તે ઇજશ્નેનો ૯ મો તથા ૧૦ મો હા જાણવો.

† પ્રોફેસર ગેલ્ડનરના અવસ્તાના પુસ્તકમાં વનન્ત યશ્તને ૨૧ મી ગણી છે.

‡ સાધારણ રીતે હાદોખ્ત નુસ્કની પેહેલી પરગરદને નામે જાણીતી છે.

¶ પ્રોફેસર વેસ્ટરગાર્ડ તથા ડાક્ટર ગેલ્ડનરના અવસ્તાનાં પુસ્તકોમાં Sirozah I and Sirozah II ઇઆને નાહના તથા મ્હોટા સીરોજાની ફક્ત ખરતુમનો આપી છે. સતુમના કરદા સાથે ભણાતી **સીરોજા યશ્ત** જુદી આપી નથી. એ બાબે વધુ સમજને માટે જુઓ સીરોજા યશ્તની શરૂઆતમાં આપેલો ખોલાસો, સફો ૩૬૪.

## આએ પુસ્તક તૈયાર કરવામાં નીચે જણાવેલા ગ્રંથોની મદદ મેં લીધી હતી.

પ્રોફેસર વેસ્ટરગાર્ડનું જંદ અવસ્તાનું પુસ્તક.
ડાકટર ગેલ્ડનરનું અવસ્તાનું નવું પુસ્તક.
ડાકટર સ્પીગલ-બ્લીકનો અવસ્તાનો અંગ્રેજી તરજુમો.
ડાકટર હાઉગના જરતોશ્તી ધર્મ બાબે રીસાલાની ચોપડી.
પ્રોફેસર હારલેનો અવસ્તાનો તરજુમો ( ફ્રેંચ ભાષામાં )
શેઠ ખરશેદજી રૂસ્તમજી કાંમાજીનો બનાવેલો જરતોશ્તી અભીઆસ, આંક ૧—૧૧.
શેઠ ખરશેદજી રૂસ્તમજી કાંમાજીનું બનાવેલું જરતોશ્ત નામું.
પ્રોફેસર બેન્ફીની તથા પ્રોફેસર લક્ષ્મણ રામચંદ્ર વૈદ્યની સંસ્કૃત તથા અંગ્રેજી ડીક્શનરી.
દસ્તુરજી એરચજી સોહેરાબજી મેહેરજી રાણાના હાથની લખેલી પેહેલવી તથા ફારૂસી તરજુમા સાથની ખોરદેહ અવસ્તા.
એરવદ ટેહેમુરસ દીનશાહજી અંકલેશ્વરીઆની આવાં યશ્ત બા માએની.
એરવદ ખરશેદજી મીનોચેહેરજી કટેલીનો લખેલો દોઆ નામ સેતાએશનો રીસાલો.
પ્રોફેસર દારમેસ્તેતેનો અવસ્તાનો અંગ્રેજી તથા ફ્રેંચ તરજુમો.
રેવરંડ ડાકટર મિલ્સનો યજશ્ને તથા વીસ્પરદનો તરજુમો.

## આએ ચોપડીમાં આવેલા અવસ્તા તથા પાઝંદનો ભાગ વાંચવા બાબેનો ખોલાસો.

જે વ્યંજનની નીચે જીનો કાપો મેલવામાં આવ્યો હોએ, તેને ખોડો ઈઆને તેની પછી **અ** મુક્યા વગર વાંચવો.—જેમકે **અષેમ્**, **નર્શ્**, **ઉર્વાનેમ્**, **પોઉરૂતાસ્**, ઈત્યાદિ બોલો. **અષેમ્** બોલને *ashem વાંચવો, નહિ કે *ashema*; **નર્શ્** બોલને *narsh* વાંચવો, નહી કે *narsha*; **ઉર્વાનેમ્** = *urvânem*; **પોઉરૂતાસ્** = *pôurutâç*; **તફ્નુ** = *taphnu.* પણ જે વ્યંજનની નીચે જીનો કાપો નથી મુક્યો તેને **અ** સુધાં વાંચવોઃ—જેમકે **મન** = *mana;* **અહુર મઝ્દ** = *Ahura Mazda;* **અષવ** = *ashava;* **હઓમ** = *haoma:* **વીસ્પચ** = *vîçpacha*, ઈત્યાદિ.

**જ** ની નીચે એક જીનું મીડું મુકીને **જ઼** એ પ્રમાણે આપેલો છે તેનો ઉચ્ચાર અંગ્રેજી *z* ના જેવો, અથવા ફારસી 'ઝે' ના જેવો કરવોઃ—જેમકે **જ઼રથુશ્ત્ર** = *Zarathustra;* **મઝ્દધાત** = *mazdadhâta;* **જ઼ઓતા** = *zaotâ*, ઈત્યાદિ. **જ** ની નીચે જીનાં ત્રણ મીડાં મુકીને **જ઼઼** એ પ્રમાણે જે અક્ષર આપવામાં આવ્યો છે, તેનો ઉચ્ચાર અંગ્રેજીમાં *azure* બોલમાં *z* નો ઉચ્ચાર થાએછે તે પ્રમાણે **જ઼઼** નો ઉચ્ચાર કરવોઃ—જેમકે **દુજ઼વર્શ્ત** = *duzhvarshta;* દુજ઼ૂખ્ત = *duzhûkhta*, ઈત્યાદિ. **ખ** ની નીચે એક મીડું મુકીને **ખ઼** એ પ્રમાણે અક્ષર આપેલો છે તેનો ઉચ્ચાર ફારસી 'ખએ'ના જેવો કરવો; નીચે મીડાં વગરના **ખ** ને સસ્કૃત **ख** ના જેવો ઉચ્ચાર કરવો. **ત** ની નીચે એક મીડુ મુકીને **ત઼** એ પ્રમાણેના વ્યજનનો ઉચ્ચાર **ત્** ના જેવો તદન કઠોર નહી કરવો, પણ જરા મૃદુ ઈઆને નરમ કરવો, ઈઆને **ત** અને **દ** ની વચ્ચે ઉચ્ચાર કરવો. **ઘ** ની નીચે એક મીડુ મુકીને **ઘ઼** એ પ્રમાણે જે અક્ષર આપેલો છે તેનો ઉચ્ચાર સંસ્કૃત **ङ** ના જેવો, અથવા *to bring*, *to sing*, ઇત્યાદિ બોલોમાં *ng* નો ઉચ્ચાર થાએછે, તે પ્રમાણે કરવોઃ—જેમકે **મનંઘ઼હા** = *manang-hâ;* **વંઘ઼હેઉશ્** *vang-hēus* ઇત્યાદિ. બે અથવા ત્રણ બોલોની વચ્ચે કાપો મુકેલો હોએ તો તે બોલોને **સમાસ** ગણીને સાથે વાંચવાઃ—જેમકે **વોઉરૂ-ચષાને**, **અઉર્વત-અસ્પેમ**; **માંથ્રેમ-સ્પેન્તેમ-બ્રએષજયો**, **હૂશ-હાંમ-સાસ્તાંમ્** ઈત્યાદિ.



* *a* નો ઉચ્ચાર '**અ**' કરવો; *â* નો ઉચ્ચાર '**આ**' કરવો.



# સાંકલીઉં.

# અષેમ્ વોહૂ.*

અષેમ્[1] વોહૂ[2] વહિશ્તેમ્[3] અસ્તી,[4]
ઉશ્તા[5] અસ્તી,[6] ઉશ્તા[7] અહ્માઇ[8]
હ્યત્[9] અષાઇ[10] વહિશ્તાઇ[11] અષેમ.[12]

અશોઈ[1] ( એ ) સઉથી સરસ[3] નેઆમત[2] છે[4] ( તથા ) સુખ[5] છે;[6] સુખ[7] તે (શખ્સ)ને[8] (છે) કે જે[9] સઉથી સરસ[11] અશોઈ ને વાસ્તે[10] (ઇઆને સઉથી સરસ અશોઈની બાબદમાં ) અશો[12] ( છે ).

**ખોલાસો:**—( 'અશોઈ'ની મતલબ રાસ્તી, પવિત્રાઈ, પરહેજગારી સમજવી. અશોઈ ને આપણા પાક અવસ્તામાં જાબજા વખાણેલી છે. એનેમાટે "સ્તઓમિ અષેમ્" ( ઇઆને રાસ્તીને હું વખાણુંછું ) એ પ્રમાણે બોલો આવેલા છે. મન તથા દિલની પવિત્રાઈ આએ દુનિયાંની એક ઉત્તમ દોલત તથા સુખ છે. એ સુખ તે શખ્સને હાંસેલ થાએછે, કે જે સચ્ચાઈની બાબદમાં સઉથી ચઢતો હોએછે. માણસ જાતે આએ દુનિયાંમાં જન્મ પામ્યા પછી, સઉથી પેહેલી ચીજ જે અખત્યાર કરવી જોઈએ તે રાસ્તી છે. ( જુઓ ઈજશ્નેનો ૪૮ મો હા, ૫ મો ફકરો ). જુદે જુદે વખતે ખરાં દિલથી તથા સમજીને અષેમ્ વોહૂ ભણ્યાથી તે ભણનારને કેટલું સવાબ

---

* અષેમ્ વોહૂ, તથા યથા અહૂ વઇર્યો એ બે બંદગીઓ પેગમબર અશો જરતોશ્તની આગમચના વખતના દાદાર હોરમજદના પોતાના કલામ છે ( જુઓ ઇજશ્નેનો ૧૯ મો હા, ફકરા ૧-૪ તથા ૧૪; ઈજશ્નેનો ૨૦ મો હા, ફકરો ૩ જો ). યેંઘહે હાતાંમ્ એ પેગમબર જરતોશ્તનો કલામ છે ( જુઓ ઈજશ્નેનો ૨૧ મો હા, પેહેલો ફકરો ). એ ત્રણ નામીચી બંદગીઓને ઈજશ્નેના ૬૧ મા હામાં નામ દઇને માન સાથે યાદ કીધી છે. ઇજશ્નેના ૧૯ મા હામાં યથા અહૂ વઇર્યોની શરેહ, આપી છે, ૨૦ મા હામાં અષેમ્ વોહૂની, અને ૨૧ મા હામાં યેંઘહે હાતાંમની શરેહ આપી છે. એ ત્રણ હા બઘાંન્ યશ્તને નામે જણાએલા છે. એ ત્રણ બંદગીઓ તેમાં મુખ્ય કરીને 'યથા' તથા 'અષેમ્' તો, આપણા પાક અવસ્તામાં જાબજા ભણવામાં આવે છે. જેઓને બીજા અવસ્તા નહી આવડતા હોએ, તેઓને સવાબનો હિસ્સો હાંસેલ કરવાને, યથા તથા અષેમ્ ભણવાને ફરમાવેલું છે.

હાંસેલ થાએછે, તે બાએનું કેટલુંએક લખાણ આપણને ખુદ અવસ્તામાં લખેલાં હાદોખ્ત નુસ્કની પેહેલી *પરગરદમાંથી મળી આવે છે. તેમાં એવું જણાવેલું છે કે, જે શખ્સ ઉંઘમાંથી જાગૃત થઈને બીછાના ઉપરથી ઉઠતી વખતે, મનમાંથી તમામ ખરાબ વિચારો કાહાડી નાખીને, એક "અષેમ્ વોહૂ" બરાબર સમજીને ભણે તો, તે વખતે ભણેલી એક "અષેમ્ વોહૂ," બીજી વખતે દશ હજાર અષેમ્ વોહૂ ભણે તેની બરાબર સમજવી. એની મતલબ એ કે સવારના પોહોરમાં ઉંઘમાંથી ઉઠતાંને વાર, સચ્ચાઈ-રાસ્તીને એખત્યાર કરવી, અને તેને વળગી રહીને પોતાનું કાંમકાજ તથા ધંધો રોજગાર કરવો. એક ગમથી અષેમ્ વોહૂ ભણે અને બીજી ગમથી જુઠું બોલે તથા ઠગાઈ કરે તો તે કાંઈ કાંમનું નહી, પણ ભણીને તે પ્રમાણે ચાલવું જોઈએ. વળી એજ મજકુર નુસ્કમાં બીજું એવું જણાવેલું છે કે, જે માણસ મરતી વખતે પોતાનાં મનમાંથી તમામ ખરાબ વિચારોને દૂર કરીને, પોતાનાં ખરાં અંતઃકરણથી એક અષેમ્ વોહૂ ભણે તો, તે વખતે ભણેલી એક અષેમ્ વોહૂની કીમત તમામ ખનીરથ નામનો કેશ્વર, જે ૭ કેશ્વરોમાં સઉથી મ્હોટો તથા સોહામણો છે તેની બરાબર સમજવી.)

---

# અહુનવર† (યથા અહૂ વઇર્યો.)

યથા[૧] અહૂ[૨] વઇર્યો[૩] અથા[૪]
રતુશ્[૫] અષાત્[૬] ચીત્[૭] હચા,[૮]
વંઘ્હેઉશ્[૯] દજ્દા[૧૦] મનંઘહો[૧૧] શ્યઓથન-
નાંમ્[૧૨] અંઘહેઉશ્[૧૩] મજ્દાઇ,[૧૪]
ક્ષથ્રેમચા[૧૫] અહુરાઇ[૧૬] આ[૧૭] યિમ્[૧૮]
દ્રેગુબ્યો[૧૯] દદત્[૨૦] વાસ્તારેમ.[૨૧]

---

* જુઓ મારી ચરત બા માએની, ૨૧ મી ચરત, સફા ૩૮૬-૩૯૩.

† અહુનવરનેમાટે યજશ્નેના ૧૯ મા હામાં એવું જણાવેલું છે કે, દાદાર હોરમજદે આસમાન તથા દુનિયા પેદા કીધી, તેની આગમચ તે બનાવ્યો હતો. વળી એ મજકુર હામાં બીજું એવું જણાવેલું છે કે, અહુનવરને બરાબર સમજીને તથા બીજું કાંઇ વચમાં બોલ્યા વગર તથા કોઇબી પદ મુકી દીધા વગર, ગાયનની ઢપમાં જે શખ્સ ભણે, તેને ૧૦૦ ગાથા ગાઇને ભણ્યાના જેટલું સવાબ લાગે. અવસ્તાની એ ઘણીજ કદીમ તથા ઉત્તમ બંદગીને ગાવાને અથવા ગાયનની રીતે ભણવાને ફરમાવેલું

જે પ્રમાણે[૧] *પાદશાહ[૨] પોતાની મરજી પ્રમાણે ચાલનાર[૩] (છે), તે પ્રમાણે[૪] દસ્તુરાંન †દસ્તુર[૫] અશોઇ[૬] ‡ઇત્યાદિને[૭] લીધે[૮] (પોતાનાં કાંમમાં) (આપ્એખત્યાર) (છે). બંહમનની[૯ ૧૧] બક્ષેશ[૧૦] આએ દુનિયાંનાં[૧૩] હોરમજદને માટેના[૧૪] કાંમો કરનારાઓની[૧૨] (છે); જે શખ્સ[૧૮] ગરીબ-લાચારોનેમાટે[૧૯] પાસબાની ¶કરનાર[૨૧] (અથવા પોષણ કરનાર[૨૧]) §થાએછે,[૨૦] (તે ગોયા) હોરમજદનેમાટે[૧૬] (તમામ ખલકતની) પાદશાહી[૧૫] (કબૂલ રાખેછે).

**ખોલાસો:**—(મુલુકોની ઉપર સરદારી ભોગવનાર પાદશાહ તથા દીનનો વડો પેશવા એ બેહુ, એકસરખા દરજ્જાના તથા માનને લાએકના છે. જે લોકો આએ દુનિયાંમાં દાદાર હોરમજદને ખુશ્નુદ કરવાનાં કાંમો કરેછે, તેઓ ગુજરવા બાદ બેહેસ્તની બક્ષેશ પામેછે. જે શખ્સ આબરૂવાળા ગરીબ-લાચારોની દયા ખાઇને તેઓની પરવરશી કરેછે, તે ગોયા દાદાર હોરમજદને તમામ ખલકતના સાહેબ તરીકે ગણેછે).

---

છે એનેમાટે જે ક્રિયાપદ આવેછે તે "સ્રાવય" (સંસ્કૃત **श्रावय**) ઇઆને "ગાવું" કરીને આવેછે. એ બંદગી કવિતા રૂપી ત્રણ લીટીની બનેલી છે પેહેલી લીટી '**હચા**' આગળ પુરી થાએછે, બીજી લીટી 'મજ્દાઇ' આગળ અને ત્રીજી લીટી '**વાસ્તારેમ**' આગળ પુરી થાએછે. વળી એ આખી અહુનવરમાં જે ૨૧ બોલો આવેલા છે તે ઉપરથી, આપણા પાક અવસ્તામાં લખાએલાં ૨૧ નુસ્કોનાં નામ પડેલાં છે, જેનો ઘણો મ્હોટો ભાગ તારાજ થઇ ગયો. વળી એ નુસ્કોમાં શું શું બાબદો આવેલી હતી, તે બાબેનું લખાણ આપણને પેહેલવી તથા ફારસી કેતાબો ઉપરથી મળી આવેછે. 'દીનકરદ' નામની પેહેલવી કેતાબના ૮ મા તથા ૯ મા ભાગમા એ નુસ્કો વિશે લંબાણથી એહવાલ આપેલો છે. દીનને લગતી તમામ બાબદો ઉપરાંત, એ મજકુર ૨૧ નુસ્કમાં ફીલસુફી, તબાબત, નીતિ, જ્યોતિષશાસ્ત્ર તથા બધી જાતની વિદ્યા હુનરોને લગતી બાબદો આવેલી હતી. એ કવિતારૂપી બંદગી (અહુનવર)ની ખુબી બાબે જુઓ આએ ચોપડીમાં સરોશ હાદોખ્તના પેહેલા કરદાની માએની. વધારે ખોલાસામાટે જુઓ સરોશ બાજમાં "અહુનેમ્ વઇરીમ્ તનૂમ્ પાઇતિ"ની માએની નીચે આપેલો ખોલાસો.

* અસલ અર્થ "દુનિયાંને લગતો કારોબાર ચલાવનાર સરદાર."

† અસલ અર્થ "દીનને લગતો કારોબાર ચલાવનાર સરદાર."

‡ અશોઇ ઇત્યાદિની મતલબ અશોઇ તથા તેની સાથના બીજા સદ્ગુણો.

¶ 'વાસ્તર્' ને મલતો લાટીન તથા અંગ્રેજી Pastor બોલ મળેછે.

§ અસલ અર્થ 'પોતાને મુકરર કરે-ઠેરવે.' અહુનવરની છેલ્લી લીટી ઇજશ્નેના ૫૩ મા હાના ૯ મા ફકરાની છેલ્લી લીટીને કાંઇક મળતી આવેછે.

# નીરંગ આબેજ઼ર લેવાની.

☞ શેકસ્તેહ[૧] શેકસ્તેહ[૨] શેતાંન,[૩] અહેરેમન[૪] ગજસ્તેહ[૫] કારે કેરૂદાર;[૬] ન રસદ[૭] ગજસ્તેહ[૮] કારે કેરૂદાર;[૯] સીઓ-સે[૧૦] અમેશાસ્પંદ[૧૧] દાદાર અહુરમજદ[૧૨] પીરોજગર[૧૩] પાક;[૧૪] અષઓને અષેમ વોહૂ ૧ ☞(ત્રણ વાર ભણે.)

☞( એ નીરંગ ત્રણ વાર ભણીને સરોશ બાજ ભણે, અને તેની પાંચ અહુનવર ભણતાં આબેજર દરેક અહુનવરે જમના હાથને, ડાબા હાથને, મોહોડાંને, જમના પગને તથા ડાબા પગને ચોપડે. પછી સરોશ બાજ પુરી કરીને પાદીઆબ કુશ્તી કરે.)

શેતાંન[૩] શિકસ્ત પામેલો[૧] (તથા) તુટેલો[૨] ( થાઓ )! હારેમન[૪] (પોતે) ( તથા તેનાં ) કાંમ અને ફેલ[૬] લેઆનત ભરેલાં[૫] ( છે ); ( તે ) લેઆનત ભરેલાં[૮] કામ અને ફેલ[૯] (મને) નહી પોંહાચે.[૭] ૩૩[૧૦] અમશાસ્પંદ[૧૧] (તથા) દાદાર હોરમજદ[૧૨] ફતેહમંદ[૧૩] ( અને ) પાક[૧૪] ( છે ).

**ખોલાસો:**—( આએ નીરંગ ઘણાજ પાછલા વખતમાં જોડાએલી દીસેછે, કારણકે એની એબારત ફારસી છે. વળી આએ ઠેકાણે અમશાસ્પદોની સંખ્યા ૩૩ ગણી છે તે અજબ જેવું છે. કદાચ એ નીરંગ લખનારની મતલબ ૩૩ અમશાસ્પંદ તે ૩૩ ફરેશ્તા હોએ. આપણી દીનની કદીમ કેતાબો પ્રમાણે તો અમશાસ્પંદ છ છે, અને દાદાર હોરમજદને સાથે ગણતાં સાત થાએછે. દીનકરદમાં આવેલી પેહેલવી નામસેતાએશનેમાં ખોલ્લી રીતે જણાવેછે કે, દાદાર હોરમજદે છ અમશાસ્પંદો પેદા કીધા. હોરમજદ યશ્તમાં આવેલા "નિપાયોઇશ્ મષીમ્" નામના કરદામાં દાદાર હોરમજદ પેગમબર જરતોશ્તને કેહેછે કે, બહમનથી અમરદાદ સુધીના છ અમશાસ્પંદો મેં પેદા કીધા. હોરમજદ યશ્તના તથા અરદીબેહેશ્ત યશ્તના શરૂઆતના ભાગમાં અમશાસ્પંદો વિશે બોલતાં "હમો અમશાસ્પંદો" એ પ્રમાણે દાદાર હોરમજદ પોતે કેહેછે. નાહની હપ્તન યશ્તના ૧૨ મા ફકરામાં "સાત અમશાસ્પંદો" એ પ્રમાણે લખાણ આવેલું છે.)

---

# કેમ્ના મજ્દા.*

કેમ[૧] ના[૨] મજદા[૩] મવઇતે[૪] પાયૂમ[૫] દદાત્,[૬]
હ્યત્[૭] મા[૮] દ્રેગવાઓ[૯] દીદરેષતા[૧૦] અએનંઘહે[૧૧]
અન્યેમ[૧૨] થ્વહ્માત્[૧૩] આથ્રસ્ચા[૧૪] મનંઘહ્સ્ચા,[૧૫]
યયાઓ[૧૬] શ્યઓથનાઇશ[૧૭] અષેમ[૧૮] થ્રઓશ્તા[૧૯] અહુરા,[૨૦]
તાંમ્[૨૧] મોઇ[૨૨] દાંસ્તવાંમ્[૨૩] દએનયાઇ[૨૪] ફ્રાવઓચા.[૨૫]
કે[૨૬] વેરેથ્રેમ્[૨૭]-જા[૨૮]થ્વા[૨૯] પોઇ[૩૦] સેન્ગહા[૩૧] યોઇ[૩૨] હેન્તી,[૩૩]
ચિથ્રા[૩૪] મોઇ[૩૫] દાંમ્[૩૬] અહુબિશ[૩૭] રતૂમ[૩૮] ચીજદી;[૩૯]
અત્[૪૦] હોઇ[૪૧] વોહૂ[૪૨] સેરઓષો[૪૩] જન્તૂ[૪૪] મનંઘહા,[૪૫]
મજદા[૪૬] અહ્માઇ[૪૭] યહ્માઇ[૪૮] વષી[૪૯] કહ્માઇચીત્.[૫૦]

જયારે[૭] કોઈ દુષ્ટ માણસ[૯] કીનો લેવાને[૧૧] ( અથવા દુઃખ દેવાને[૧૧] ) મારી ઉપર[૮] ડોળા કકડાવે[૧૦] ( ત્યારે ), અએ †હોરમજદ![૩] મને તથા મારા લાગતાઓનેમાટે[૪] કીયો[૧] શખ્સ[૨] બચાવ[૫] આપશે?[૬] આતશનો[૧૪] તથા મનનો[૧૫] (ઈઆને ઘરબારને લગતાં સુખનો તથા મનની શાન્તિનો) (બચાવ) તુ[૧૩] સિવાએ[૧૨] ( બીજો કોણ આપશે )? જે એહુના[૧૬] ‡કાંમોથી,[૧૭] અએ હોરમજદ![૨૦] રાસ્તી[૧૮] વધેછે.[૧૯] દીનનેમાટે[૨૪] તે[૨૧] ¶જ્ઞાન[૨૩] (અએ હોરમજદ !) મને[૨૨] તું જાહેર કર.[૨૫]

---

* આખી 'કેમ્ ના મજદા' ની બંદગી ચાર જુદે જુદે ઠેકાણેના અવસ્તા લઇને બનાવેલી છે. તે આએ રીતેઃ—૧–શરૂઆતથી તે ફ્રાવઓચા સુધીનો ભાગ 'કાંમ્ નેમોઈ જામ્' નામના ઇજશ્નેના ૪૫ મા હાના ૭ મા ફકરામાથી લીધો છે. ૨–'કે વેરેથ્રેમ્-જા થ્વા' થી તે 'વષી કહ્માઇચીત્' સુધીનો ભાગ 'તત્ થ્વા પેરેસા' નામના ઈજશ્નેના ૪૪ મા હાના ૧૬ મા ફકરામાથી લીધો છે. ૩–'પાત નો ત્બિષ્યન્તત્'થી તે 'અસ્તવઇતીશ્ અષહે' સુધીનો ભાગ વંદીદાદની ૮ મી પરગરદના ૨૧ મા ફકરામાંથી લીધો છે. ૪–'નેમસ્ચા યા આર્મઈતિશ્ ઈજાચા' એ બોલો 'અત્ મા યવા' નામના ઈજશ્નેના ૪૯ મા હાના ૧૦ મા ફકરામાંથી લીધો છે.

† હોરમજદનેમાટે સાધારણ રીતે અવસ્તામાં 'અહુરમજદ' આવેછે, પણ કેટલેક ઠેકાણે, મુખ્ય કરીને ગાથામાં, હોરમજદનેમાટે ફક્ત 'અહુર' અથવા 'મજદ' બી આવેછે.

‡ ઇઆને ઘરબારને લગતાં સુખ તથા મનનાં શાંતપણાનાં કામોથી.

¶ એટલે તું સિવાએ બીજો કોઇ પાસબાની કરનાર નથી એ વિચાર.

તારા[૨૯] ( અવસ્તાના ) કલામ[૩૧] કે જે[૩૨] ( ભણ્યાથી આફતની વખતે ) પાસબાની કરનારા[૩૦] છે[૩૩] (તે) કલામ ( ની બરકત ) થી[૩૧] કીયો શખ્સ[૨૬] દુશ્મનને[૨૭] મારનાર[૨૮] (છે)? બેહુ *જીંદગીનેમાટે[૩૭] ( ઓ હોરમજ્દ ! ) (તું) મને[૩૫] જાહેર રીતે[૩૪] એક ડાહ્યો[૩૬] †સરદાર[૩૮] દેખાડ.[૩૯] જે[૪૮] કોઇને[૫૦] તું ‡ચાહેછે[૪૯] તેનેમાટે,[૪૭] અએ હોરમજ્દ ![૪૧] ભલાં[૪૨] મન સાથે[૪૫] ( અથવા બહમનની મારફતે ) સરોશ[૪૩] ( ઇજદ ) જાએ.[૪૪]

**ખોલાસો:**—( ઓ હોરમજ્દ ! જ્યારે ખરાબ માણસો મને તથા મારા લાગતાં વળગતાંઓને દુ:ખ દેવાનેમાટે આવે, ત્યારે તેમાંથી હમારૂં રક્ષણ કરનાર કોણ છે ? હમારાં ઘરબારને લગતાં સુખનો તથા મનને શાન્તિ આપનાર, ઓ હોરમજ્દ ! તુ સિવાએ બીજો કોઈ નથી. તન તથા મન સારી હાલતમાં હોવાથી અશોઇનો વધારો થાએછે. તું સિવાએ બીજો કોઇબી પાસબાની આપી શકતો નથી—એ વિચાર, ઓ હોરમજ્દ ! તું મારાં મનમાં દાખલ કર, કે તેથી કરીને કોઇબી કાંમ કરવામાં મને હિમ્મત આવે. )

**પાત[૧]નો[૨] ત્બિષ્યન્તત્[૩] પઇરિ,[૪] મજ્દાઓસચ[૫] આર્મઇતિશચ[૬] સ્પેન્તસ્ચ,[૭] નસે[૮] દએવી દ્રુક્ષ,[૯] નસે[૧૦] દએવો-ચિથ્રે,[૧૧] નસે[૧૨] દએવો-ફ્રકર્શ્તે,[૧૩] નસે[૧૪] દએવો-ફ્રદાઇતે,[૧૫] અપ[૧૬] દ્રુક્ષ[૧૭] નસે,[૧૮] અપ[૧૯] દ્રુક્ષ[૨૦] દ્વાર,[૨૧] અપ[૨૨] દ્રુક્ષ[૨૩] વીનસે,[૨૪] અપાખેધ્રે[૨૫] અપ-નસ્યેહે,[૨૬] મા[૨૭] મેરેન્ચઇનીશ[૨૮] ગએથાઓ[૨૯] અસ્તવઇતીશ[૩૦] અષહે.[૩૧] નેમસ્ચા[૩૨] યા[૩૩] આર્મઇતિશ[૩૪] ઇજ્યાચા.[૩૫] અષેમ વોહૂ. ૧**

અએ હોરમજ્દ[૫] તથા સપંદારમદ![૬-૭] અદેખા[૩] થી[૪] હમુને[૨] તમો બંચાવો.[૧] અએ દેવી દરૂજ ![૯] (હઇથી) તું દફે થા;[૮] અએ દેવની તોખમના ![૧૧] ( હઇથી ) તું દફે થા;[૧૦] અએ દેવની વાવેલી[૧૩] ( ખરાબી )! ( હઇથી ) તું દફે થા;[૧૨] અએ દેવની રસમ ઉપર ચાલનારી[૧૫] ( કાઇબી ચીજ ) ! ( હઇથી ) તું દફે થા;[૧૪] અએ દરૂજ ![૧૭] ( હઇથી ) ( તુ ) દૂર[૧૬] દફે થા;[૧૮] અએ દરૂજ ![૨૦] ( હઇથી ) (તું) દૂર[૧૯] દોડી જા;[૨૧] અએ દરૂજ ![૨૩] (હાંથી) (તું) દૂર[૨૨] વધારે દફે થા[૨૪] (અથવા નાશ પામેલો થા), (તથા) ઉત્તર તરફ[૨૫]તું

* ઈઆને આએ તથા બીજી જીંદગીમા મને ફાએદો મળે તેને માટે.

† ઈઆને નેકીનો માર્ગ દેખાડનાર; ધર્મનાં ફરમાનો સમજાવનાર.

‡ ઈઆને જેની ઉપર તું મેહેરબાન છે.

સુક્કા *નસાને[1] (તથા) લીલા *નસાને[2] ખાવો[3] (અથવા ખાવાનું કાંમ), સુક્કા નસા[4] (તથા) લીલા નસાની[5] સાથે આલુદે થવું,[6] સુક્કા નસાને[7] તથા લીલા નસાને[8] પાણી[10] તથા[11] આતશ[12] માં[9] લઈ જવું,[13] અથવા તો[14] પાણી[15] તથા[16] આતશને[17] સુક્કા નસા[18] (તથા) લીલા નસા[19] (ની નજદીક) લઈ જવું.[20] (પાક) અવસ્તાને[21] મનશ્ની સાથે[22] (ઈઆને સાફ તથા ખરાં દિલથી) નહી ભણવા,[23] બાલ[24] નખ,[25] દાંતકોતરણી[26] (એ ત્રણ ચીજ નહી †પરહેજવી), રાતના (વસીદા) હાથ[27] (નીરંગ તથા પાણીથી સાફ કીધા વગર હરેક ચીજને ‡લગાડવા), તથા[28] જે કાંઈ[30] બીજું[29] સુક્કા નસા તથા લીલા નસા તરીકે[31] (ગણાતું હોએ તેની) સાથે[34] (આલુદે થઈને) જો[32] હું[33] ગુનેહગાર[35] થયો હોઉં તો,[36] (તે તમામ ઉપર જણાવેલા ગુનાહથી હું પતેત કરી પશેમાન §થાઉંછું).

(કરદો ૬ ઠો) **કુ કાંમે દાદારૂ અહુરમજદ ખુદ,[1] ઓએમ આવાયસ્ત મનીદન,[2] ઓએમ નમનીદ;[3] ઓએમ આવાયસ્ત ગોફતન[4] ઓએમ નગોફત;[5] ઓએમ આવાયસ્ત કર્દન,[6] ઓએમ નકર્દ;[7] અજ આંન ગુનાહ મનશ્ની ગવશ્ની કુનશ્ની,**

---

* જીવતા માણસનાં બદનમાંથી ઉતારેલા બાલ તથા નખને 'હેહેર' અથવા સુક્કો નસો કરીને કેહેછે. અવસ્તામા એને 'હિખ્ર' કેહેછે. મુરદાંનાં આખાં બદનને અથવા તેના કોઈબી સાંધાને 'નસો' અથવા "લીલો નસો" કેહેછે. "નસો" બોલનો અસલ અર્થ "મુરદાર, કોહોતી ચીજ." ધાતુ નસ્ (સંસ્કૃત नश् ઈઆને નાશ પામવું) ઉપરથી એ શબ્દ નીકળેલો છે.

† પેહેલવી શરેહમાં; ઈઆને કાએદાસર જમીનમાં નહી દાટવી.

‡ પેહેલવી શરેહમાં.

§ આએ પાંચમાં કરદામાં આવેલી બાબદ આપણને ખુદ અવસ્તામાંથી બી મળી આવેછે. વંદીદાદમાં નસો ખાવાને તથા તેને પાણી અથવા આતશમાં નાખવાને સખત મનાઈ કીધેલી છે. એવું કાંમ કરનાર શખ્સને તેની જીંદગીના છેડા સુધી અપવિત્ર ગણેલો છે. પાણી તથા આતશમાં હરગેજ નસો નાખવો નહી એટલુંજ નહી, પણ જો પાણી અથવા આતશમાં તે પડેલો આપણી નજરે પડે તો, તુરત તેને બાહાર કાહાડવો (જુઓ વંદીદાદની છઠી પરગરદ, ફકરા ૨૬–૨૯; ૭ મી પરગરદ, ફકરા ૨૩–૨૭; ૮ મી પરગરદ, ફકરા ૭૩–૮૨). બાલ તથા નખ બદન ઉપરથી ઉતાર્યા પછી, તેઓને પરાગંદેહ નહી કરવા, પણ એક હેલાએદી જગાએ ખાડો ખોદીને દાટવાં. (વધારે ખોલાસામાટે જુઓ વંદીદાદની ૧૭ મી પરગરદ).

**તની રવાની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ પ સે ગવશ્નની પ પતેત્ હોમ; પ પતેત્ હોમ અજ ગુનાહ.**

જે કાંઈ દાદાર હોરમજદની ખાહેશ હતી[1] તે મુજબ મને વમાસવું જોઈતું હતું,[2] તે મેં (જો) નહી વમાસ્યું હોએ,[3] જે મને બોલવું જોઈતું હતુ,[4] તે હું (જો) નહી બોલ્યો હોઉં,[5] જે મને કરવુ જોઈતું હતું[6] તે મે (જો) નહી કીધું હોએ[7] તો,–(તે તમામ ગુનાહથી હું પતેત કરી પશેમાન થાઉંછુ).*

(કરદે ૭ મો) કુ કાંમે **અહેરેમન બુદ્દ,[1] ઓએમ નઆવાયસ્ત મનીદન,[2] ઓએમ મનીદ;[3] ઓએમ નઆવાયસ્ત ગોફ્તન,[4] ઓએમ ગોફ્ત;[5] ઓએમ નઆવાયસ્ત કર્દન,[6] ઓએમ કર્દ;[7] અજ આંન્ ગુનાહ મનશ્નની ગવશ્નની કુનશ્નની, તની રવાની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ પ સે ગવશ્નની પ પતેત્ હોમ; પ પતેત્ હોમ અજ ગુનાહ.**

જે કાંઈ હારેમનની ખાહેશ હતી,[1] તે મુજબ મને વમાસવું નહી જોઈતું હતું,[2] તે મે (જો) વમાસ્યું હોએ,[3] જે મને નહી બોલવું જોઈતું હતું,[4] તે હું (જો) બોલ્યો હોઉં,[5] જે મને નહીં કરવું જોઈતુ હતું,[6] તે મેં (જો) કીધું હોએ[7] તો,–(તે તમામ ગુનાહથી હું પતેત કરી પશેમાન થાઉંછું,)*

(કરદે ૮ મો) **અજ[1] હમોઇન્[2] હર્ આઇન્[3] ગુનાહ,[4] હર્ આઇન્[5] મર્ગરજાંન્,[6] હર્ આઇન્[7] ફ્રોદ્દ માન્દ,[8] હર્ આઇન્[9] માનીદ,[10] હર્ આઇન્ ગુનાહ અજ ગુનાહ,[11] ઓએમ[12] અંદર[13] અહુરમજદ,[14] મરૂદમ,[15] મરૂદમ સર્દગાંન[16] જસ્ત[17] પ પતેત્ હોમ.[18]**

તમામ પ્રકારનો[2] (તથા) દરેક જાતનો[3] ગુનાહ,[4] દરેક જાતનો[5] મરગરજાન[6] (ઈઆને મોતની શિક્ષાને લાએકનો ગુનાહ), દરેક જાતનો[7] સાબેત થએલો[8] (ગુનાહ), દરેક જાતનો[9] રેહી ગએલો[10] (ઈઆને તોજેશ નહી થએલો) (ગુનાહ), (તથા) દરેક જાતનો (એક) ગુનાહથી (ઉત્પન્ન થતો) (બીજો) ગુનાહ,[11] કે જે મારીથી[12] (દાદાર) હોરમજદ,[14] (તથા) માણસો,[15] (અને) માણસોની (જુદી જુદી) જાત[16] સાથે[13] થયો હોએ[17] તો, (તે તમામ ગુનાહ)થી[1] હું પતેત કરી પશેમાન થાઉંછું.[18]

**અજ[19] હમોઇન્[20] હર્ આઇન[21] ગુનાહ[22] હર્ આઇન[23]**

---

* જુઓ ૨ જા કરદાના છેડેના ભાગનો તરજુમો, સફે ૧૧૨–૧૧૩.

**મર્ગરૂજાંન[૨૪] હર આઇન[૨૫] ફરોદ્દ માન્દ્,[૨૬] હર આઇન[૨૭] માનીદ્,[૨૮] હર આઇન ગુનાહ અજ ગુનાહ,[૨૯] ઓએમ[૩૦] અંદરૂ[૩૧] બહ્મન,[૩૨] ગાઓ ગોસ્પંદ,[૩૩] ગોસ્પંદ સર્દગાંન[૩૪] જસ્ત[૩૫] પ પતેત હોમ.[૩૬]**

તમામ પ્રકારનો[૨૦] (તથા) દરેક જાતનો[૨૧] ગુનાહ,[૨૨] દરેક જાતનો[૨૩] મરગરજાન[૨૪] (ગુનાહ), દરેક જાતનો[૨૫] સાબેત થએલો[૨૬] (ગુનાહ), દરેક જાતનો[૨૭] રેહી ગએલો[૨૮] (ઈઆને તોજેશ નહી થએલો) (ગુનાહ), (તથા) દરેક જાતનો (એક) ગુનાહથી (ઉત્પન્ન થતો) (બીજો) ગુનાહ,[૨૯] કે જે મારીથી[૩૦] બહમન[૩૨] (અમશાસ્પંદ) (તથા) ગાએ ગોસ્પંદ,[૩૩] (અને) ગોસ્પદોની (જુદી જુદી) જાત[૩૪] *સાથે[૩૧] થયો હોએ[૩૫] તો, (તે તમામ ગુનાહ)થી[૧૯] હું પતેત કરી પશેમાન થાઉંછું.[૨૬]

**અજ[૩૭] હમોઇન[૩૮] હર આઇન[૩૯] ગુનાહ[૪૦] હર આઇન[૪૧] મર્ગરૂજાંન,[૪૨] હર આઇન[૪૩] ફરોદ્દ માન્દ્,[૪૪] હર આઇન[૪૫] માનીદ્,[૪૬] હર આઇન ગુનાહ અજ ગુનાહ,[૪૭] ઓએમ[૪૮] અંદરૂ[૪૯] અરૂદીબેહેશ્ત,[૫૦] આતશ,[૫૧] આતશ સર્દગાંન[૫૨] જસ્ત,[૫૩] પ પતેત હોમ.[૫૪]**

તમામ પ્રકારનો[૩૮] (તથા) દરેક જાતનો[૩૯] ગુનાહ,[૪૦] દરેક જાતનો[૪૧] મરગરજાન[૪૨] (ગુનાહ), દરેક જાતનો[૪૩] સાબેત થએલો[૪૪] (ગુનાહ), દરેક જાતનો[૪૫] રેહી ગએલો[૪૬] (ઈઆને તોજેશ નહી થએલો) (ગુનાહ), (તથા) દરેક જાતનો (એક) ગુનાહથી (ઉત્પન્ન થતો) (બીજો) ગુનાહ,[૪૭] કે જે મારીથી[૪૮] અરદીબેહેશ્ત[૫૦] (અમશાસ્પંદ) (તથા) આતશ,[૫૧] (અને) (જુદી જુદી) જાતના આતશોની[૫૨] સાથે[૪૯] થયો† હોએ[૫૩] તો, (તે તમામ ગુનાહ)થી[૩૭] હું પતેત કરી પશેમાન થાઉંછું.[૫૪]

---

* ગાએ ગોસ્પંદો સાથે થએલા ગુનાહની મતલબ એ કે, તેઓની સાથે ઘાતકીપણું ચલાવ્યું હોએ. તથા જ્યારે તેઓ આપણાં હસ્તકમા હતાં ત્યારે, તેઓની ઘટતી પરવરેશ તથા જોઈતી જતન નહી કીધી હોએ.

† આતશ સાથે થએલા ગુનાહની મતલબ એ કે, તેની ઉપર એસમ, સુખડ, બોએ મુકીને જતન તથા સંભાળથી તેને રોશન નહી રાખ્યો હોએ, પણ બુજાવી દીધો હોએ, અથવા તેને ગલીચ તથા નજસ જગાએ મુક્યો હોએ, અથવા તેની અંદર નસાવાળી મુરદાર ચીજ નાખી હોએ. એ બાબેની સખત મનાઈ આપણા પાક અવસ્તામાં ફરમાવેલી છે. વળી આએ ઠેકાણે

**અજ[૫૫] હમોઇન[૫૬] હર આઇન[૫૭] ગુનાહ,[૫૮] હર આઇન[૫૯] મર્ગરજાંન[૬૦] હર આઇન[૬૧] ફરોદ્ માન્દ,[૬૨] હર આઇન[૬૩] માનીદ,[૬૪] હર આઇન ગુનાહ અજ ગુનાહ,[૬૫] ઓએમ[૬૬] અંદર[૬૭] શેહેરેવર,[૬૮] અયોખ્શસ્ત,[૬૯] અયોખ્શસ્ત સર્દગાંન[૭૦] જસ્ત,[૭૧] પ પતેત હોમ.[૭૨]**

તમામ પ્રકારનો[૫૬] (તથા) દરેક જાતનો[૫૭] ગુનાહ,[૫૮] દરેક જાતનો[૫૯] મરગરજાન[૬૦] (ગુનાહ), દરેક જાતનો[૬૧] સાબેત થએલો[૬૨] (ગુનાહ), દરેક જાતનો[૬૩] રહી ગએલો[૬૪] (ઈઆને તોજેશ નહી થએલો) (ગુનાહ), (તથા) દરેક જાતનો (એક) ગુનાહથી (ઉત્પન્ન થતો) (બીજો) ગુનાહ,[૬૫] કે જે મારીથી[૬૬] શેહેરેવર[૬૮] (અમશાસ્પંદ) (તથા) ધાતુ,[૬૯] (અને જુદી જુદી) જાતની ધાતુઓ[૭૦] સાથે[૬૭] *થયો હોએ[૭૧] તો, (તે તમામ ગુનાહ) થી[૫૫] હું પતેત કરી પશેમાન થાઉંછું.[૭૨]

**અજ[૭૩] હમોઇન[૭૪] હર આઇન[૭૫] ગુનાહ,[૭૬] હર આઇન[૭૭] મર્ગરજાંન,[૭૮] હર આઇન[૭૯] ફરોદ્ માન્દ,[૮૦] હર આઇન[૮૧] માનીદ[૮૨] હર આઇન ગુનાહ અજ ગુનાહ,[૮૩] ઓએમ[૮૪] અંદર[૮૫] સપંદારમદ,[૮૬] જમીન[૮૭] જમીન સર્દગાંન[૮૮] જસ્ત[૮૯] પ પતેત હોમ.[૯૦]**

---

જાત જાતના આતશ કહેલા છે, તેની મતલબ જુદા જુદા ધંધાદારીઓના આતશ બાબે ઇશારો હોએ એવું દીસેછે; જેમકે લુહારનો આતશ, કુંભારનો આતશ, કારખાનાનો આતશ, ભઠિયારાનો આતશ, ઇત્યાદિ. એ બાબેનું લખાણ આપણને વંદીદાદની ૮ મી ફરગરદમાથી મળેછે. જુઓ ફકરા ૮૧–૯૬.

* ધાતુઓ સાથે થએલા ગુનાહની મતલબ એ કે, ધાતુની ચીજો તથા વાસણોને સોજાં નહી રાખ્યાં હોએ, પણ મેલાં તથા કાટ ચહડેલાં રેહેવા દીધા હોએ નજીસ તથા કાટવાળાં વાસણમા મુકેલો ખોરાક ખાધામાં આવ્યાથી તંદરોસ્તીનો બીગાડો થાએછે. જરતોશ્તી દીનનાં ફરમાનોને જો આપણે બારીક નજરથી જોઇએ છિયે તો, તેની મૂળ નેમ એ છે કે, દુનિયાંને આબાદ રાખવી, દરદ તથા રોગ ઉત્પન્ન કરનારા સબબોને દૂર કરવા, અને તંદરોસ્તીનું રક્ષણ કરવું. તંદરોસ્તીને સારી હાલતમા રાખવી, તથા તે બીગડે તેની સાંમે થતા ઉપાયો આગમચથી કામે લગાડવા, તથા બીગડ્યા પછી તેને સુધારવાનેમાટે જોઈતા ઇલાજો લેવા, એ આપણી ફરજોમાંની એક સઉથી અગતની ફરજ છે. એ ફરજ અદા નહી કીધાથી આપણ દાદાર હોરમજદની નજરમા એક રીતે ગુનેહગાર થઇએ છિએ.

તમામ પ્રકારનો[૭૪] (તથા) દરેક જાતનો[૭૫] ગુનાહ,[૭૬] દરેક જાતનો[૭૭] મરગરજાન[૭૮] (ગુનાહ), દરેક જાતનો[૭૯] સાબેત થએલો[૮૦] (ગુનાહ), દરેક જાતનો[૮૧] રેહી ગએલો[૮૨] (ઈઆને તોજેશ નહી થએલો) (ગુનાહ), (તથા) દરેક જાતનો (એક) ગુનાહથી (ઉત્પન્ન થતો) (બીજો) ગુનાહ,[૮૩] કે જે મારીથી[૮૪] સપંદારમદ[૮૫] (અમશાસ્પંદ) (તથા) જમીન,[૮૭] (અને) (જુદી જુદી) જાતની જમીન[૮૮] સાથે[૮૫] *થયો હોએ[૮૯] તો, (તે તમામ ગુનાહ)થી[૭૩] હું પતેત કરી પશેમાન થાઉંછું.[૯૦]

**અજ[૯૧] હુમોઇન[૯૨] હર આઇન[૯૩] ગુનાહ,[૯૪] હર આઇન[૯૫] મર્ગરજાંન[૯૬] હર આઇન[૯૭] ફરોદ માન્દ,[૯૮] હર આઇન[૯૯] માનીદ,[૧૦૦] હર આઇન ગુનાહ અજ ગુનાહ[૧] ઓએમ[૨] અંદર[૩] ખોરદાદ,[૪] આવ,[૫] આવ તાખ્મગાંન[૬] જસ્ત,[૭] ૫ પતેત હોમ.[૮]**

તમામ પ્રકારનો[૯૨] (તથા) દરેક જાતનો[૯૩] ગુનાહ,[૯૪] દરેક જાતનો[૯૫] મરગરજાન[૯૬] (ગુનાહ), દરેક જાતનો[૯૭] સાબેત થએલો[૯૮] (ગુનાહ), દરેક જાતનો[૯૯] રેહી ગએલો[૧૦૦] (ઈઆને તોજેશ નહી થએલો) (ગુનાહ), (તથા) દરેક જાતનો (એક) ગુનાહથી (ઉત્પન્ન થતો) (બીજો) ગુનાહ,[૧] કે જે મારીથી[૨] ખોરદાદ[૪] (અમશાસ્પંદ) (તથા) પાણી,[૫] (અને) (જુદી જુદી) જાતનાં પાણી[૬] સાથે[૭] †થયો હોએ[૭] તો, (તે તમામ ગુનાહ)થી[૯૧] હું પતેત કરી પશેમાન થાઉંછું.[૮]

**અજ[૯] હુમોઇન[૧૦] હર આઇન[૧૧] ગુનાહ,[૧૨] હર આઇન[૧૩] મર્ગરજાંન[૧૪] હર આઇન[૧૫] ફરોદ માન્દ,[૧૬] હર આઇન[૧૭]**

---

* જમીન સાથે થએલા ગુનાહની મતલબ એ કે, જમીનને સુધારીને તેની ઉપર ખેતી નહી કીધી હોએ, પણ તેને વેરાન તથા ઉજડ રાખી મુકી હોએ. પોતાની રેહેવાની જગાને સુકી તથા સોજી રાખવાને બદલે, તેને ભીની તથા ગલીચ રાખવી, કે જેથી તંદરોસ્તીમાં બીગાડો થાએ. નુકસાનકારક જાનવરો તથા ખર્ફસ્તરોનાં રહેવાનાં દર પુરી નહી નાંખ્યાં હોએ. ઉપર જણાવ્યા પ્રમાણે જમીનને બેદરકારીથી રાખ્યાથી, તે જમીન (અલકાર રીતે બોલ્યે તો) પોતે નાખુશ થાએછે તથા તેના ધણીને કદુઆ દેછે.

† પાણી સાથે થએલા ગુનાહની મતલબ એ કે, નસાને અથવા નસાવાળી ચીજને પાણીમાં નાખીને પાણી ખરાબ કરવું, અથવા પાણીમાં પડેલા નસાને બાહાર નહી કાહાડવો, અથવા કોઈબી રીતે પાણીને એવી ખરાબ રીતે રાખવું કે, તે પીધાથી અથવા વપરાસમાં આવવાથી તંદરોસ્તીનો બીગાડો થાએ. આએ ઠેકાણે જુદી જુદી જાતનાં પાણી કહેલાંછે, તેની મતલબ વરાનું પાણી, નદીનું પાણી, કુવાનું પાણી, ઇત્યાદિ સમજવું.

**માનીદ[૧૮] હર આઇન્ ગુનાહ્ અજ ગુનાહ્[૧૯] ઓએમ્[૨૦] અંદર્[૨૧] અમર્દાદ્,[૨૨] ઓર્વર્[૨૩] ઓર્વર્ સર્દગાંન્[૨૪] જસ્ત,[૨૫] પ પતેત્ હોમ.[૨૬]**

તમામ પ્રકારનો[૧૦] ( તથા ) દરેક જાતનો[૧૧] ગુનાહ,[૧૨] દરેક જાતનો[૧૩] મરગરજાન[૧૪] (ગુનાહ), દરેક જાતનો[૧૫] સાબેત થએલો[૧૬] (ગુનાહ), ( તથા ) દરેક જાતનો[૧૭] રેહી ગએલો[૧૮] ( ઈઆને તોજેશ નહી થએલો ) ( ગુનાહ ), ( તથા ) દરેક જાતનો ( એક ) ગુનાહથી ( ઉત્પન્ન થતો ) (બીજો) ગુનાહ,[૧૯] કે જે મારીથી[૨૦] અમરદાદ[૨૨] ( અમશાસ્પદ ) ( તથા ) ઝાડપાન,[૨૩] ( અને ) ( જુદી જુદી ) જાતનાં ઝાડપાન[૨૪] સાથે[૨૧] *થયો હોએ[૨૫] તો, ( તે તમામ ગુનાહ )થી[૯] હું પતેત કરી પશેમાન થાઉંછું.[૨૬]

**અજ[૨૭] હમોઇન[૨૮] હર્ આઇન્[૨૯] ગુનાહ્[૩૦] હર્ આઇન્[૩૧] મર્ગર્જાંન,[૩૨] હર્ આઇન્[૩૩] ફ્રેરોદ્ માન્દ,[૩૪] હર્ આઇન્[૩૫] માનીદ,[૩૬] હર્ આઇન્ ગુનાહ્ અજ ગુનાહ્,[૩૭] ઓએમ[૩૮] અંદર્[૩૯] દામે અહુરમજદ[૪૦] જસ્ત,[૪૧] ચુન્[૪૨] સતર્,[૪૩] માહ[૪૪] ઓ[૪૫] ખોરશેદ,[૪૬] આતશ[૪૭] સોહર્[૪૮] સોજ઼ા,[૪૯] સગ,[૫૦] વએ,[૫૧] ગોસ્પંદ્[૫૨] પંજ આઇન,[૫૩] ઓ[૫૪] અવરે[૫૫] ગવહે[૫૬] દહેશ્નાંન,[૫૭] ઇન્[૫૮] અહુર્મજદ ખેશ,[૫૯] ચુન્[૬૦] અંદર્[૬૧] જમીન[૬૨] ઓ[૬૩] આસ્માન[૬૪] ચુન્[૬૫] મન[૬૬] અંદર્[૬૭] ગુનેહ્ગાર્ બુદ્ એસ્તેદ્ હોમ,[૬૮] અજ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ પ સે ગવશ્ની પ પતેત્ હોમ; પ પતેત્ હોમ અજ ગુનાહ્.**

તમામ પ્રકારનો[૨૮] ( તથા ) દરેક જાતનો[૨૯] ગુનાહ,[૩૦] દરેક જાતનો[૩૧] મરગરજાન[૩૨] ( ગુનાહ ), દરેક જાતનો[૩૩] સાબેત થએલો[૩૪] ( ગુનાહ ), દરેક જાતનો[૩૫] રેહી ગએલો[૩૬] ( ઈઆને તોજેશ નહી થએલો ) (ગુનાહ), (તથા) દરેક જાતનો ( એક ) ગુનાહથી ( ઉત્પન્ન થતો ) ( બીજો ) ગુનાહ,[૩૭] કે જે મારીથી[૩૮] હોરમજદની પેદાએશ[૪૦] સાથે[૩૯] થયો હોએ,[૪૧] જેમકે[૪૨] સેતારા,[૪૩] માહતાબ,[૪૪] તથા[૪૫] આફતાબ[૪૬] સાથે[૩૯] ( તથા ) રાતા[૪૮] ( અને ) બળતા[૪૯]

---

* ઝાડપાન સાથે થએલા ગુનાહની મતલબ એ કે, ઝાડપાનને બેદરકારીથી કાપી નાખ્યાં હોએ, અથવા તેઓની ઉપર જોઈતી સંભાળ તથા મેહેનત લઇને ઉધાર્યાં નહી હોએ, કે જેથી તેઓ મરી જાએ અને ફળ-ફુલ આપતાં અટકે.

આતશ[૪૭] સાથે[૩૯] ( તથા ) કુતરા,[૫૦] પક્ષિ[૫૧] અને પાંચ જાતના[૫૩] ગોસ્પંદ[૫૨] સાથે,[૩૯] તથા[૫૪] ( એ ઉપરાંત ) જમીન[૬૨] અને[૬૩] આસ્માનની[૬૪] વચ્ચે[૬૧] બીજી[૫૫] સારી[૫૬] પેદાએશ,[૫૭] કે જે[૫૮] હોરમજદની પોતાની[૫૯] ( છે તેની ) સાથે[૬૦] ( ખરાબ ચાલ ચલાવ્યાથી ), જો[૬૫] હું[૬૬] ગુનેહગાર થયો હોઉં તો,[૬૮] ( તે તમામ ઉપર જણાવેલા ગુનાહથી હું પતેત કરી પશેમાન થાઉંછું ).

( કરદે ૯ મો ) **સતરૂ શેકશ્ની,[૧] ખએતુદથ્ વસોવશ્ની,[૨] દુદએ વેહાન્ વસોવશ્ની,[૩] ગાહામ્બારૂ,[૪] ફ્રવૅરૂદીઆંન્,[૫] હોમ દરૂન,[૬] હોશ ફ્રીદ્[૭] યજદાંન[૮] નેહાદ્[૯] ઓ[૧૦] પદીરફ્રત,[૧૧] રપિથ્વેન ફ્રરૂદુમ,[૧૨] રોઝે વહરૂદગાંન્,[૧૩] ચુન[૧૪] મન આવાયસ્ત યશતન,[૧૫] ઓએમ ન યશત,[૧૬] અજ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ પ સે ગવશ્ની પ પતેત્ હોમ; પ પતેત્ હોમ અજ ગુનાહ્.**

( કોઇનો ) પાલક તોડવો,[૧] માહીમાહેની સગાઈમાં ખલલ કરવી,[૨] ભલાંઓનાં કુટુંબમાં ફેસાદ કરાવવો[૩]—( તથા ) ગાહામબાર,[૪] મુકતાદના દાહાડા,[૫] હોમ ( ઈજદ ) ના દરૂન,[૬] ઈજદ અમશાસ્પંદોનેમાટે[૮] ઠેરવેલી[૯] ઈજવાની ( અથવા અર્પણ કરવાની ) ચીજો,[૭] ( જે મે ) કબૂલ રાખેલી તે,[૧૧]–પેહેલી *રપિથ્વન,[૧૨] ( અતલગના ) ગુજરેલાંઓનો રોજગાર[૧૩]–( એ તમામ ) જે પ્રમાણે[૧૪] મને ઈજવું જોઈતું હતું,[૧૫] તે પ્રમાણે ( જો ) મે નહી ઈજયું હોએતો,[૧૬] (તે તમામ ગુનાહથી હું પતેત કરી પશેમાન થાઉંછું. )

( કરદે ૧૦ મો ) **અવરૂમનશ્ની,[૧] તરૂમનશ્ની,[૨] આજૂરી,[૩] પંદી,[૪] ખશ્મઘની,[૫] અર્શઘની,[૬] વદ્ચશ્મી,[૭] સૂરૂચશ્મી[૮] વદ્નગીરશ્ની,[૯] ઓઈદ્નગીરશ્ની,[૧૦] નગીરાઇ,[૧૧] પંદી,[૧૨] ખુદ-શાહી,[૧૩] અસગેહની,[૧૪] સપોજગારી,[૧૫] વરૂની,[૧૬] ગુમાની[૧૭]**

---

* ઈઆને રપિથ્વનનો પેહેલો દાહાડો, કે જે ફ્રવરદીન મહીનો અને હોરમજદ રોજે પડેછે તે. પણ રપિથ્વન ઈજવાનો દાહાડો આપણા લોકોએ ફ્રવરદીન મહીનો અને અરદીબેહેસ્ત રોજ રાખેલોછે, કારણ કે તેની ખસ્નુમન અરદીબેહેસ્ત રોજના જેવી છે. 'રપિથ્વન'નો અર્થ "ગરમી, ગરમીની ઋતુ, દાહાડાનું મધ્ય, બપોર, દક્ષિણ દિશા" થાએછે. રપિથ્વનનાં જશનની મતલબ એ કે, ગરમીની ઋતુ શરૂ થઈ તેની નયતે કીધેલું જશન.

**આરમોઇ,[18] જોરૂગવાહી,[19] દરોગદાવરી,[20] ઓજદીસ્ત પરસ્તી,[21] કોશાદ્દ દવારશ્ની,[22] બરૂહેન દવારશ્ની,[23] અએમુક દવારશ્ની,[24] દરાંએઆંજોએશ્ની,[25] દરાંએઆંબોરશ્ની,[26] દુજદી,[27] ગદહી,[28] જહી,[29] જાદુઇ,[30] જાદુપરસ્તી,[31] રોસ્પી,[32] રોસ્પી બારગી,[33] ગવહે પએતી,[34] ગવહે વનીદી,[35] શીન્મોઇ,[36] ઓ[37] અવરે[38] હુરૂ આઇન્[39] ગુનાહ્,[40] ઓ પ ઇન્ પતેતી[41] હોરમોઈ,[42] આંન્ નહોરમોઈ,[43] આંન્ દાંનેસ્ત,[44] આંન્ નદાંનેસ્ત,[45] આંન્ અંગઈ,[46] આંન્ નઅંગઈ,[47] સ્રઓશાદા વેરેજયા[48] પેશે રદ્દ દસ્તુરે દીની[49] આવાયસ્ત ગરજીદન્,[50] ઓએમ્ નગરૂજીદ્[51] અજ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાની ગેતી મીનોઆંની ઓખે અવાખ્શ પશેમાન્ પ સે ગવશ્ની પ પતેત્ હોમ; પ પતેત્ હોમ્ અજ ગુનાહ્.**

અભિમાન,[1] મગરૂરી,[2] મુવેલાંઓની નાલેશી કરવી,[3] લોભ લાલચ,[4] હદ્દથી જીઆદે ગોસ્સે થવું,[5] કોઈની અદેખાઈ કરવી,[6] કોઈની ઉપર બદનજર કરવી,[7] બેશરમ નજરથી જોવુ,[8] ખરાબ નયતથી કોઈની ઉપર નજર કરવી,[9] હલકી નજર *કરવી,[10] ખુદપરસ્તી,[11] પોતાની હાલતથી અસંતોષી †રેહેવું,[12] પોતાનીજ મરજી પ્રમાણે ‡ચાલવું,[13] સુસ્તી,[14] ચુગલી,[15] કીનો,[16] ¶શક્ક,[17] પવિત્રાઈ $તોડવી,[18] ખોટી સાક્ષિ આપવી,[19] ખોટો ઇનસાફ કરવો,[20] બુતપરસ્તી,[21] સદરા ઉપર કુશ્તી બાંધ્યાવગર અહીતહી ફરવું,[22] નાગાં બદને ફરવું,[23] એક પગે જોડો અને એક પગ ઉઘાડો એવી રીતે ચાલવું,[24] જમતી

---

* પારકા શખ્સની ઓરત અથવા પૈસા તથા માલમતા ઉપર ખરાબ નજર કરવી (પેહેલવી શરેહમા).

† દિલ બાળવું ઈઆને બીજાની સારી હાલત જોઇને મનમાં બળાપો કરવો (પેહેલવી શરેહમા).

‡ પોતાનાં ઉસ્તાદ, દસ્તુર તથા માએ બાપના હોકમ પ્રમાણે નહી ચાલવું (પેહેલવી શરેહમાં).

¶ પોતાનાં બોલેલાં તથા કીધેલાં ઉપર શક્ક લાવવો (પેહેલવી શરેહમાં).

$ દાદાર હોરમજદ, પેગમબર અશો જરતોશ્ત તથા ભલી માજદયસ્ની જરતોશ્તી દીન વિશે બુરૂં બોલવું તથા બુરૂં ઇચ્છવું, માણસોમાં એક બીજા સાથે અનબનાવ ઉત્પન્ન કરવો, તથા અવસ્તાની માએની જાણી જોઇને ખોટી સમજાવવી (પેહેલવી શરેહમાં).

વખતે બાજ ધરયા પછી, તે બાજ તોડવી ઇઆને મોહોડેથી બોલવું,[૨૫] બાજ ધરયાવગર ખાણું ખાવું,[૨૬] ચોરી,[૨૭] *લુટફાટ,[૨૮] છીનાલું,[૨૯] જાદુ અથવા દેવોનાં ધતરમંતર,[૩૦] જાદુને પુજવું,[૩૧] જનાકારી,[૩૨] રંડીબાજી,[૩૩] ગોલામબારગી કરવી,[૩૪] ગોલામબારગી કરાવવી,[૩૫] મુવેલાંની પુઠે મ્હોટે સાદે ઘણુંજ રડવું તથા હદ્દથી જીઆદા શોક રાખવો,[૩૬] તથા[૩૭] ( એ ઉપરાંત ) બીજે[૩૮] હરેક રીતનો[૩૯] ગુનાહ,[૪૦] કે જે આએ પતેતમાં[૪૧] યાદ કરીને ગણ્યો[૪૨] ( તથા ) જે નહી ગણ્યો[૪૩] જે ( મારા ) જાણવામાં આવ્યો,[૪૪] ( તથા ) જે (મારા) જાણવામાં નહી આવ્યો,[૪૫] જેને વિશે ( મેં ) ખેઆલ કીધો,[૪૬] (તથા) જેને વિશે ( મેં ) ખેઆલ નહી કીધો,[૪૭] ( તથા ) ( જે મારા ગુનાહ ) ફરમાન બરદારીની રાહે[૪૮] દીનના સરદાર ( તથા ) દસ્તુરની હજુરમાં[૪૯] ( અને ) દલગીરી સાથે જાહેર ( ઇઆને એકરાર ) કરવા જોઈએ,[૫૦] તે ( જો મેં દલગીરી સાથે ) જાહેર નહી કીધા હોએ[૫૧] તો, ( તે તમામ ઉપર જણાવેલા ગુનાહથી હું પતેત કરી પશેમાન થાઉંછું ).

( કરદે ૧૧ મો ) કુ અગર[૧] કસાંન[૨] પતેતી[૩] પદીરફ્તેહુ હોમ,[૪] ઓએમ નકરૂદેહ હોમ,[૫] ઇશાંન રવાનરા[૬] દુશખારી[૭] મદ,[૮] ચદ્દશાંન જાદેહુરા,[૯] હર યક[૧૦] જુદ્દ જુદ્દરા,[૧૧] મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાની ગેતી મીનોઆંની, ઓએ અવાખ્શ પશેમાન પ સે ગવશ્ની પ પતેત હોમ; પ પતેત હોમ અજ ગુનાહ.

અગરજો[૧] બીજાઓનેમાટે[૨] પતેત[૩] ( કરવાને ) મેં કબૂલ કીધું હોએ,[૪] ( અને જો ) તે મેં નહી કીધી હોએ,[૫] તેથી તેઓનાં રવાનને[૬] ( તથા ) તેઓનાં ફરજંદોને[૬] બેચેની[૭] ( અથવા સખ્તી[૭]) પોંહોંચી હોએ[૮] તો, તે દરેક જનને[૧૦] ( જે ) જુદી જુદી ( બેચેની અથવા સખ્તી પોંહોંચી તે ) નેમાટે[૧૧] ( હું પતેત કરી પશેમાન થાઉંછું ).

( કરદે ૧૨ મો ) પ[૧] આંન[૨] દીન[૩] દસ્તુર[૪] એસ્ત હોમ,[૫] ઈન[૬] અહુરમજદ[૭] જરતોશ્ત[૮] ચાશ્ત,[૯] જરૂતોશ્ત[૧૦] ઓએ ગુશ્તાસ્પ.[૧૧] પ પેવંદ[૧૨] આદરબાદ મારાસ્પંદાન[૧૩] મદ.[૧૪] પદશ[૧૫] પસાખ્ત[૧૬] કર્દ બોખ્ત.[૧૭] અશાહી[૧૮] વેહ[૧૯] રવાને[૨૦] દુશારમરા[૨૧] આવાએશ્નીતર[૨૨] વેહેશ્ની હોમ.[૨૩]

---

* હમેલ તોડી પાડવા ( પેહેલવી ચરેહમાં ).

(હું) તે[2] દીનના[3] ફરમાન[4] ઉપર[1] ઉસ્તેવાર છેઉં,[5] કે જે[6] (દીન) (દાદાર) હોરમજદે[7] (અશો) જરતોશ્તને[8] ચખાડી[9] (ઈઆને શિખવી), (અને અશો) જરતોશ્તે[10] ગુશ્તાસ્પ (પાદશાહ)ને[11] (શિખવી). (પેગમબર જરતોશ્ત તથા ગુશ્તાસ્પ પાદશાહની) ઓલાદથી[12] આદરબાદ મારાસ્પદ[13] આવ્યો[14] (ઈઆને પેદા થયો). તેણે[15] (જરતોશ્તી દીનને) સમારી[16] (તથા) પાક કીધી,[17] (એટલે કે તેની અસલી ખાલેસ હાલતમાં લાવ્યો).

**ખોલાસો:**—(આદરબાદ મારાસ્પંદ નામનો એક કાબેલ તથા દીન-આગાહ દસ્તુર શાપુરશાહ હોરમજદના વખતમાં થઈ ગયો. એને વિશે પેહેલવી શરેહમાં એવું જણાવેછે કે, તેનો બાપ પેગમબર અશો જરતોશ્ત-ની ઓલાદનો, તથા તેની માએ ગુશ્તાસ્પ પાદશાહનાં ખાનદાનની હતી. એ મજકુર દસ્તુરે ભલી માજદયસ્નની દીનની તેહેકીકી બતલાવા સારૂ, પોતાની છાતી ઉપર ૯ મન પિગળાવેલું કાંસુ રેડીને, લોકોનાં મનમાંથી એ સાચ્ચી દીન બાબે જે ખોટો શક્ક તથા વસવસો હતો તે તેણે દૂર કીધો).

(મારાં પોતાનાં) રવાનની[20] ખુશાલીનેમાટે,[21] ભલી[19] અશોઈને[18] વધારે લાએક રીતે[22] હું પસદ કરૂંછું[23] (અથવા તેની ઉપર ખાહેશ રાખુંછું).

**ખોલાસો:**—(મારાં મરણ બાદ મારાં રવાનને છુટકારો મળે, તથા તેને ખુશાલી હાસેલ થાએ તેટલામાટે, પવિત્રાઈ તથા રાસ્તીને બીજી ચીજો કરતાં વધારે સારી ચીજ તરીકે, એખત્યાર કરવાની હું ખાહેશ રાખુછું).

**૫ જીવંદીએ જાન્[24] આસ્તુઆન્ હોમ[25] હુમત[26] ૫ મન-શ્ને,[27] આસ્તુઆંન્ હોમ[28] હૂખ્ત[29] ૫ ગવશ્ને,[30] આસ્તુઆંન્ હોમ[31] હુવર્શ્ત[32] ૫ કુનશ્ને,[33] આસ્તુઆંન્ હોમ[34] ૫[35] ગવહે[36] દીને માજદયસ્નાંન્,[37] હમા[38] કેર્ફેહા[39] હમદાસ્તાન્ હોમ,[40] અજ[41] હમા[42] ગુનાહીઆ[43] જુદ્દાસ્તાન્ હોમ.[44] ૫ નેકી[45] સેપાસદાર્ હોમ;[46] અજ અનાહ[47] ખોરસંદ્ હોમ.[48] પુલ્ પાદ્ફ્રેરાહ્,[49] બંદ્ દરોશ,[50] તોજશ્ને[51] તાવાંન્[52] દીન્,[53] પાદ્ફ્રેરાહે[54] સે શબ્[55] પંજાહ્ હફ્ત સાલ્,[56] પદશ[57] ખોર્સંદ્[58] હમદાસ્તાન્[59] હોમ.[60]**

(મારા) જાનની હયાતી *સુધી[24] (મારી) મનશ્નીથી[27] નેક વિચાર ઉપર[26] હું ઉસ્તેવાર છેઉં,[25] (મારી) ગવશ્નીથી[30] નેક સખુન ઉપર[29] હું

---

* ઈઆને જ્યાંહાંસુધી મારો જાન મારા બદનમાં હયાત છે ત્યાંહાંસુધી.

ઉસ્તવાર છેઉં,[૨૮] (મારી) કુનશ્નીથી[૩૩] નેક કાંમ ઉપર[૩૨] હું ઉસ્તેવાર છેઉં,[૩૧] (તથા) ભલી[૩૬] માજદયસ્ની દીન[૩૭] ઉપર[૩૫] હું ઉસ્તેવાર છેઉં.[૩૪] તમામ[૩૮] સવાબો (અથવા સવાબનાં કાંમો) સાથે[૩૯] હું એક મલતો છેઉં,[૪૦] (તથા) તમામ[૪૨] ગુનાહો[૪૩] થી[૪૧] હું એક મલતો નથી.[૪૪]

**ખોલાસો:**—(સઘળાં સવાબનાં કાંમો, રાસ્તી, નીતિ, ઇત્યાદિ પસંદ કરીને તેઓની સાથે હું એક મલતો થાઉંછું; તથા સઘળાં બદ કાંમો, જુઠાઈ, અનીતિ, ઇત્યાદિને ધિક્કારીને હું કબૂલ રાખતો નથી).

(દાદાર હોરમજદની તરફથી મારી ઉપર પોંહોંચતી) ખુબીથી[૪૫] હું શુકરાનાં કરૂંછું,[૪૬] (તથા) રંજથી[૪૭] હું રાજી છેઉં.[૪૮]

**ખોલાસો:**—(દાદાર હોરમજદની તરફથી મને જે સુખ તથા નેઆમત મળેછે, તેનેમાટે તે કીરતારનો હું અતિશય આભાર માનુંછું; તથા કાંઇબી દુઃખ અથવા સંકટ મારી ઉપર આવી પડેછે, તેનેમાટે બબડીને નાખુશ થતો નથી, પણ મારાં મનને નીરાંત તથા સંતોષી રાખુંછું).

(ચિન્વત) પુલ* (આગળ)ની શિક્ષા,[૪૯] સખત બેડી,[૫૦] (તથા) દીનના[૫૩] (હોકમ મુજબની) તોજેશ[૫૧] (તથા) ગુનાહનો †બદલો,[૫૨] (મરી ગયા પછીની પેહેલી) ત્રણ રાતની[૫૫] શિક્ષા,[૫૪] (કે જેમાંની દરેક રાત) ૫૭ વરસ[૫૬] (જેટલી‡ લાંબી થશે)—એ (બધાં)ની ઉપર[૫૭] (હું) રાજી[૫૮] (તથા) એક મલતો[૫૯] છેઉં.[૬૦]

**ઓએમ્ કરૂંહેહ્ હોમ્[૬૧] ઇન્[૬૨] પતેતી,[૬૩] ગુજર્ગ ઉમેદ કેરૂંકે-હુરા,[૬૪] ગેરાંન્ બીમે દુજખ્રા.[૬૫] અશાહી વેહ્[૬૬] રવાન્ દુશાર-મરા;[૬૭] પ ઈન્ મનશ્ને[૬૮] કરૂંહેહ્ હોમ.[૬૯] કુ કાર્ કેરૂંકેહ્[૭૦] મન્[૭૧] અંદા નૂ[૭૨] કર્દ,[૭૩] આંચે[૭૪] નૂ[૭૫] કુનમ,[૭૬] હુમા[૭૭] એસ્તશ્ને કેરૂંકે-હુરા,[૭૮] ગુજારશ્ને ગુનાહરા,[૭૯] બોખ્ત રવાંનરા.[૮૦] અગર્[૮૧] માંદેહ્ બહોદ્,[૮૨] કુ ગુનાહે મન્[૮૩] તોખ્ત નબહોદ્,[૮૪] પાદ્ફરાહ્[૮૫] સે શબ્[૮૬] આંનહીઆ[૮૭] પદ્દશ[૮૮] ખોરૂસંદ[૮૯] હુમદાસ્તાન્ હોમ.[૯૦]**

સવાબની મ્હોટી ¶ઉમેદનેમાટે,[૬૪] (તથા) દોજખની અતિશય ધાસ્તીને-

---

* એના ખોલાસા બાબે જુઓ સફો ૧૨૮ મો, બીજી નોટ.

† ઈઆને દીનનાં ફરમાન મુજબ નહી ચાલ્યાથી, જે તોજેશ તથા શિક્ષા ખમવી પડે છે તે. ‡ પેહેલવી શરેહમાં. એ બાબે ખોલાસામાટે, જુઓ મારી મરત બા માએની, હાદોખ્ત નુસ્કની ૩ જી પરગરદ.

¶ ઈઆને સવાબનાં કાંમો કીધાથી મરણ બાદ મને બેહેસ્ત મળે તેનેમાટે.

માટે,[૬૫] (તથા) ભલી અશોઈ[૬૬] (જે) (મારાં) રવાનની ખુશાલી ( છેતે ) ને *માટે,[૬૭] (મેં) આએ[૬૨] પતેત[૬૩] કીધીછે.[૬૧] એવી નયતથી[૬૮] ( આએ પતેત ) મેં કીધીછે.[૬૯] જે સવાબનું કાંમ[૭૦] મે[૭૧] હાલસુધી[૭૨] કીધું,[૭૩] (તથા) જે કાંઇ[૭૪] હમણાં[૭૫] હું કરૂંછું[૭૬] (તે), તમામ[૭૭] સવાબને કાએમ રાખવાનેમાટે,[૭૮] (તથા) ગુનાહને સાફ કરી નાખવાનેમાટે,[૭૯] (તથા) મારાં રવાનના છુટકારાનેમાટે[૮૦] ( છે ). અગરજો[૮૧] ( મારો ગુનાહ કાંઈ ) રેહી ગયો ( ઈઆને તોજેશ નહી થએલો ) હોએ,[૮૨] ( અને ) તે ગુનાહથી મને[૮૩] છુટકારો નહી થયો હોએ[૮૪] તો, તે ગુનાહના અવેજમાં[૮૭] ( મારાં મરણ પછીની પેહેલી ) ત્રણ રાતની[૮૬] શિક્ષા ઉપર[૮૫] ( હું ) રાજી[૮૮] ( તથા ) એક મલતો છેઉં.[૯૦]

**હમે ફ્રમાએમ[૯૧] અષેમ્ વોહૂ[૯૨] વેગુદીરશ્ની,[૯૩] પતેતી[૯૪] પેશ અજ બેગુદીરશ્ની;[૯૫] પસ્ ગુદરૂહેહ મન્,[૯૬] મન જાદેહુરા[૯૭] અજ ગુનાહ[૯૮] ૫ પતેત્ બહોદ;[૯૯] સેદોશ[૧૦૦] ગેતીખરીદ[૧] ફ્રમાયદ.[૨] ફ્રમુદાર[૩] ખાહેરની[૪] હમદાસ્તાન હોમ;[૫] અહુરમજદ બેશ[૬] હોમ,[૭] અહુરમજદ દહૂમાની કુનમ,[૮] અશાહી[૯] સતાએમ.[૧૦]**

(મારાં) મરણની વખતે[૯૩] (મારેમાટે) અષેમ્ વોહૂ[૯૨] (ભણવાને), (તથા) મરણની આગમચ[૯૫] પતેત[૯૪] (કરવાને) હું ફરમાવુંછું,[૯૧] (તથા) મારાં ગુજરવા પછી[૯૬] મારાં ફરજંદો[૯૭] (મારા) ગુનાહનેમાટે[૯૮] પતેત કરે,[૯૯] (તથા) (મારાં નામના ) †સરોશ[૧૦૦] ( તથા ) ગેતીખરીદ[૧] (કરવાને ) ફરમાવે.[૨] ( તે પતેત

---

* ઈઆને રાસ્તી તથા નીતિનાં કાંમો કીધાથી મારો જીવ ખુશાલ થાએ તેનેમાટે.

† ઈઆને ત્રણ દાહાડા સરોશની ઈજશ્ને. જરતોશ્તી ધર્મ પ્રમાણે માણસ ગુજર્યા પછી, ત્રણ દાહાડા સુધી તેનું રવાન જે જગાએ તેને સંજોગીને મુકેલું હોએ ત્યાંહાં રેહેછે, અને ચેહારમની બામદાદે તે ચિન્વત પુલ તરફ જાએછે. એ ત્રણ દાહાડા સુધી તે રવાન અશો સરોશ ઈજદની પનાહ હેઠળ રેહેછે, એટલામાટે સરોશની ખુશ્નુમન સાથની ઈજશ્ને તે ગુજરનારનેમાટે કરવાને ફરમાવેલું છે. એ ત્રણ દાહાડા સુધી તે રવાનને પોતાની જીંદગીમાં કીધેલાં તમામ સારાં નરસાં કામો આપોઆપ યાદ આવેછે, અને પેલી જેહાંનમાં તેને કેવી જગા મળશે તે વિચાર કરેછે. અશો માણસનાં રવાનને એ વખતમાં પોતાની નેકીનો બદલો મેળવવાની ઉમેદમાં ઘણી ખુશાલી ઉપજેછે, અને પાપી માણસનું રવાન પોતાનાં કરતુકની સજા પામવાની ધાસ્તીથી ગભરાટમાં પડેછે. ત્યાર પછી ચેહરામની બામદાદે તે રવાન ચિન્વત પુલ તરફ જાએછે, જ્યાંહાં મેહેર ઈજદ, સરોશ ઈજદ, તથા રશ્ને રાસ્ત ઈજદ તે મરનારનાં આ દુનિયાંમાં કીધેલાં તમામ કાંમોનો તોલ કરીને

તથા સરોશ તથા *ગેતીખરીદ કરવાને) ફરમાવનાર[૩] (તથા તેની) ખાહેશ રાખનાર[૪] (તથા તેને) કબૂલ રાખનાર હું †છેઉં[૫] (હું) હોરમજદનો ખેશ[૬] (ઇઆને દાદાર હોરમજદની તરફનો) છેઉં,[૭] (તથા) હોરમજદને નેક ગણુંછું;[૮] અશોઇને[૯] હું વખાણુંછું.[૧૦]

**ઓએમ ગેરફૂતેહ હોમ[૧૧] હરૂવેસ્પ[૧૨] હુમત[૧૩] હુખ્ત[૧૪] હુવરૂશ્ત,[૧૫] ૫ મનશ્ની[૧૬] ગવશ્ની[૧૭] કુનશ્ની.[૧૮] બેહેલશ્ની દેહોમ[૧૯] હરૂવેસ્પ[૨૦] દુશ્મત[૨૧] દુજ્જૂખ્ત[૨૨] દુજ્જવરૂશ્ત,[૨૩] અજ મનશ્ની[૨૪] ગવશ્ની[૨૫] કુનશ્ની.[૨૬] ઓએમ ગેરફૂતેહ હોમ હરૂવેસ્પ હુમત હુખ્ત હુવરૂશ્ત, ૫ મનશ્ની ગવશ્ની કુનશ્ની. બેહેલશ્ની દેહોમ હરૂવેસ્પ દુશ્મત દુજ્જૂખ્ત દુજ્જવરૂશ્ત, અજ મનશ્ની ગવશ્ની કુનશ્ની. ઓએમ ગેરફૂતેહ હોમ હરૂવેસ્પ હુમત હુખ્ત હુવરૂશ્ત, ૫ મનશ્ની ગવશ્ની કુનશ્ની. બેહેલશ્ની દેહોમ હરૂવેસ્પ દુશ્મત દુજ્જૂખ્ત દુજ્જવરૂશ્ત, અજ મનશ્ની ગવશ્ની કુનશ્ની.‡**

તમામ[૧૨] નેક વિચારને,[૧૩] (તથા) નેક સખુનને[૧૪] (તથા) નેક કાંમને,[૧૫] (મારી) મનશ્ની,[૧૬] ગવશ્ની[૧૭] (તથા) કુનશ્નીથી[૧૮] એખત્યાર કીધેલાં છે.[૧૯] તમામ[૨૦] બદ વિચારને,[૨૧] બદ સખુનને,[૨૨] (તથા) બદ કાંમને[૨૩] (મારી) મનશ્ની,[૨૪] ગવશ્ની[૨૫] (તથા) કુનશ્નીથી[૨૬] હું છોડી દેઉંછું.[૨૭]

**ઓએમ ગેરફૂતેહ હોમ[૧] હરૂવેસ્પ[૨] રાહે[૩] રાસ્તી[૪] ફરા-**

---

તેને લાએકની જગા (બેહેસ્ત, હમેસ્તગેહાંન ઇઆ દોજખ) આપેછે. એ બાબે વધારે ખોલાસામાટે જુઓ વંદીદાદનો મારો તરજુમો, ૧૯ મી પરગરદના ફકરા ૨૭-૩૨ અને તેનો ખોલાસોઃ તથા મારી યશ્ત બા માએની, ૨૨ મી યશ્ત.

* "ગેતીખરીદ"નો અસલ અર્થ "આએ દુનિયાંને ખરીદ કરવી," ઇઆને આએ દુનિયાંમાંથી સવાબનાં કાંમો મેળવવાં, કે તેથી ગુજરયા પછી રવાનને તે જેહાંનમાં સુખ તથા આરામ મળે. પણ સાધારણ રીતે લેતાં ગેતીખરીદનું કામ કરાવવું એટલે નવ દાહાડા સુધી ગુજરેલાંનાં રવાનની નયતે ઇજશ્ને કરાવવી. જંદેહૂ-રવાનની માફક એ ક્રિયા જીવતાંઓનેમાટે બી થઇ શકેછે. એ પ્રમાણેનું લખાણ આપણને જરતોશ્તી ધર્મની પાછલી કેતાબોમાંથી મળેછે.

† ઇઆને એ ત્રણ ક્રિયાઓ ઉપર મારો પુરો એતેકાદ છે, તથા તે મારાં મરણ પછી મારે નામે કરવાને હું ફરમાવુંછું.

‡ અગરજો ગુજરેલાંનેમાટે પતેત કરતા હોએ તો, આએ ફકરામાં આવેલા દરેક 'હુવરૂશ્ત' તથા 'દુજ્વરૂશ્ત' બોલોની પછી 'ફલાંન્ જાદેહૂરા,' ઇઆને જેની નયતે પતેત ભણીએ તેનું નામ લઇને 'જાદેહૂરા' કરીને બોલવું. 'જાદેહ'નો અસલ અર્થ ખોહ્લો રસ્તો, તે ઉપરથી છુટકારો, છુટકો.

રૂન;[5] બેહેલશ્ની ફ્રેહેમ[6] હરૂવેસ્પ[7] રાહે[8] અરાસ્તી[9] અવારૂન;[10] ધના[11] શેકસ્ત,[12] અહુરમજ્દ[13] બેહ્ અવજાૂન;[14] સ્તઓમિ[15] અષેમ.[16] અષેમ વોહૂ ૧.

તમામ[2] રાસ્તીનો[4] (તથા) નેક[5] માર્ગ[3] મે પકડ્યોછે[1] (ઇઆને એખત્યાર કીધો છે); તમામ[7] નારાસ્તીનો[9] (તથા) ખરાબ[10] માર્ગ[8] હું છોડી દેઉછું.[6] ધનામીનો[11] (ઇઆને હારેમન) તુટેલો[12] (હોજો); (દાદાર) હોરમજદ[13] નેકીનો વધારો કરનાર[14] (છે); અશોઈને[16] હું વખાણુંછું.[15]

ફ્રેરસ્તુયે હુમતોઇબ્યસ્ચા હૂખ્તોઇબ્યસ્ચા હ્વરશ્તોઇબ્યસ્ચા, માંથ્વોઇબ્યસ્ચા વખેદ્વોઇબ્યસ્ચા વરૂશ્તવોઇબ્યસ્ચા. અઇબિગઇરચા દઇથે, વીસ્પા હુમતાચા હૂખ્તાચા હ્વરૂશ્તાચા. પઇતિરિચ્યા દઇથે, વીસ્પા દુશ્મતાચા દુજ્જૂખ્તાચા દુજ્વરૂશ્તાચા. ફ્રેરા વે રાહી, અમેષા સ્પેન્તા, યસ્નેમચા વહ્મેમચા, ફ્રેરા મનંઘ્રહા, ફ્રેરા વચંઘ્રહા, ફ્રેરા શ્યઓથના, ફ્રેરા અંધ્રહુયા, ફ્રેરા તન્વસ્ચીત ખ્પ્યાઓ ઉશ્તનેમ; સ્તઓમિ *અષેમ. અષેમ વોહૂ ૧.

યથા અહૂ વઇર્યો ૨૧, અષેમ વોહુ ૧૨, યથા અહૂ વઇર્યો ૨. યસ્નેમચ વહ્મેમચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, સ્રઓષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઓશ, આહૂઇર્યેહે. અષેમ વોહૂ ૧. ☞ અહ્માઇ રએશચ; હજંઘ્રેમ; જસ મે અવંઘ્રહે મજ્દ; કેરફેહ્ મોજ્દ.

---

# નમસ્કાર ચેરાગનો.†

૫ નામે યજ્દાંન અહુરમજ્દ ખોદાએ અવજાૂની, ગોરૂજે ખોરેહ્ અવજાયાદ્; આતશ દાદગાહ્ આદરૂ ફ્રેરા. અજ્ હમા ગુનાહ્ પતેત્ પશેમાનુમ; અજ્ હર્વસ્તીન દુશ્મત દુજ્જૂખ્ત દુજ્વરૂશ્ત, મેમ ૫ ગેતી મનીદ્, ઉઇમ ગોફ્ત, ઉઇમ કર્દ્, ઉઇમ જસ્ત, ઉઇમ બૂન બૂદ્ એસ્તેદ્. અજ્ આંન

---

* એ ફકરાના તરજુમાનેમાટે જુઓ ખોરશેદ નીઆએશ, સફે ૨૭-૨૮.

† આએ આખો નમસ્કાર આતશ નીઆએશના શરૂઆતના ભાગમાંથી લીધેલોછે; એના તરજુમા બાબે જુઓ તે ઠેકાણે, ૭૩ મો સફો.

ગુનાહ્, મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાની ગેતી મીનોઆંની, ઓએ અવાખ્શ પશેમાન પ સે ગવશ્ની પ પતેત હોમ. ☞ ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ; (સર નમાવતાં ભણવું.) નેમસેન્તે આતર્શ મજ્દાઓ અહુરહે હુધાઓ મજિશ્ત યજત. અષેમ વોહૂ ૧. (૩ વાર પઢે.) ☞ અહ્માઇ રએશચ; હજંઘ્રેમ; જસ મે; કેર્ફેહ્ મોજ્દ.

# નમસ્કાર મુકતાદનો.

☞ અજ હમા ગુનાહ્[1] પતેત પશેમાનુમ.[2] અષાઉનાંમ[3] વંઘુહીશ[4] સૂરાઓ[5] સ્પેન્તાઓ[6] ફ્રવષયો[7] યજમઇદે.[8] અષઓને અષેમ વોહૂ ૧. (૩ વાર પઢે.) ☞ અહ્માઇ રએશચ; હજંઘ્રેમ; જસ મે અવંઘ્રહે મજ્દ; કેર્ફેહ્ મોજ્દ.

તમામ ગુનાહોથી[1] પતેત કરીને હું પશેમાન થાઉંછું.[2] અશો (લોકો)નાં[3] ભલાં[4] જોરાવર[5] (તથા) (દુનિયાંની) આબાદી કરનારાં[6] ફ્રોહરોને[7] હમો ઇજીએ છિયે[8] (અથવા યાદ કરીએ છિયે[8]).

# નમસ્કાર દોખમાનો.

☞ અજ હમા ગુનાહ્[1] પતેત પશેમાનુમ,[2] *નેમસે-તે[3] ઇધ[4] ઇરિસ્તનાંમ[5] ઉર્વાંનો[6] યજમઇદે[7] યાઓ[8] અષઓનાંમ[9] †ફ્રવષયો.[10] અષઓને અષેમ વોહૂ ૧. (ત્રણ વાર પઢે.)

☞ અહ્માઇ રએશચ; હજંઘ્રેમ; જસ મે; કેર્ફેહ્ મોજ્દ.

તમામ ગુનાહોથી[1] પતેત કરીને હું પશેમાન થાઉંછું.[2] ગુજરી

---

* આએ ઠેકાણે "નેમસે-તે" બોલોની અગત દીસતી નથી; અગરજો એક બારગી એ બોલો રેહેવા દઇને "ઉર્વાનો" અથવા "ફ્રવષયો" ને લગાડીએ તો "નેમસે-તે" ને બદલે "નેમો વે" આવવું જોઇતું હતું, સબબ કે "નેમસે-તે" બોલો એકવચનની સાથે આવેછે; અને "નેમો વે" બહુવચનની સાથે આવેછે. નેમો વેઃ=તમુને નમસ્કાર (હોજો).

† 'ઇધ ઇરિસ્તનાંમ્ ઉર્વાંનો યજમઇદે યાઓ અષઓનાંમ્ ફ્રવષયો'—એ બોલો ઈજશ્નેના ૨૬ મા હાના ૭ માં ફકરામાંથી લીધા છે.

ગએલાંઓનાં[5] રવાંનો[6] જે[7] અશો ( લોકો )ના[8] ફરોહરવાળાં ( તેઓ )ને[10] આએ ઠેકાંણે[4] હમો યાદ કરીએ છિયે.[9]

---

# નમસ્કાર પરવતનો.

☞ અજ હમા ગુનાહ[1] પતેત પશેમાનુમ.[2] *વીસ્પાઓ[3] ગરયો[4] અષ-ખાથ્રાઓ[5] પોઉરૂ-ખાથ્રાઓ[6] મજદધાત[7] અષવન[8] અષહે[9] રતવો[10] *યજમઇદે.[11] અષેમ વોહૂ ૧. ( ત્રણ વાર પઢે. ) ☞ અહ્માઇ રએશચ; હજંઘરેમ; જસ મે; અવંઘહે મજદ; કેરૂકેહ મોજદ.

તમામ ગુનાહોથી[1] પતેત કરીને હું પશેમાન થાઉંછું.[2] હોરમજદના પેદા કીધેલા[7] તમામ[3] પવિત્ર[8] પાહાડો,[4] ( જે ) પુરતી રીતે આસાનીવાળા[5] (તથા) પુર આસાનીવાળા[6] (ઈઆને ખોરાક ઉત્પન્ન કરનારા) ( તથા ) ( જે પાહાડો ) અશોઈની[9] ઉપયોગી †ચીજો ( તેઓ )ને[10] હમો વખાણીએ છિયે.[11]

---

# નમસ્કાર પાણીનો.

☞ અજ હમા ગુનાહ[1] પતેત પશેમાનુમ.[2] ( સર નમાવતાં ભણવું. ) નેમસે[3]-તે[4] અષાઉમ[5] સેવિશ્તે[6] અરેદ્વિ સૂર[7] અનાહિતે[8] અષઓને. અષેમ વોહૂ ૧. ( ત્રણ વાર પઢે. ) ☞ અહ્માઇ રએશચ; હજંઘરેમ; જસ મે; કેરૂકેહ મોજદ.

તમામ ગુનાહોથી[1] પતેત કરીને હું પશેમાન થાઉંછું,[2] અએ પવિત્ર,[5] ઘણોજ ફાએદો કરનારી[6] (તથા) નિર્મલ[8] અરદ્વીસૂર ![7] તુને[4] નમાજ[3] (હોજો)!

---

# નમસ્કાર ઓરવરનો.

☞ અજ હમા ગુનાહ[1] પતેત પશેમાનુમ.[2] ( સર નમાવતાં ભણવું. ) નેમો[3] ઉર્વરયાઓ[4] વંઘહુયાઓ[5] મજદ-

---

* એ આખો વાકય ઇજશ્નેના છઠા હાના ૧૩ મા ફકરામાંથી લીધોછે.

† એના ખોલાસા બાબે જુઓ ૧૦૦ મો સફો પેહેલી નોટ.

ધાતયાઓ[૬] *અષઓન્યાઓ.[૭] અષેમ્ વોહૂ ૧. (ત્રણ વાર પઢે.)
☞ અહ્માઇ રએશચ; હઝંધ્રેમ; જસ મે; કેરૂફેહ્ મોઝ્દ.

તમામ ગુનાહોથી,[૧] પતેત કરીને હું પશેમાન થાઉંછું,[૨] હોરમજદનાં પેદા કીધેલાં,[૬] ભલાં[૫] (તથા) અશો[૭] ઓરવરને[૪] નમાજ[૩] (હોજો)!

---

# બાજ અષેમ્ વોહૂ ૧૨૦૦ પઢવાની.

☞ (એ બાજ ફરવરદેગાંનના પેહેલા પાંચ દાહાડા ઇઆને રોજ ૨૬ મો માહ ૧૨ માથી તે રોજ ૩૦ મો માહ ૧૨ સુધી ભણવી.)

૫ નામે યઝ્દાંન્ અહુરમઝ્દ ખોદાએ અવઝૂની, ગોરૂજે ખોરેહ્ અવઝાયાદ્; અરૂદાફ્રવશ બેરસાદ્.‡ અઝ્ હમા ગુનાહ્ પતેત્ પશેમાનુમ; અઝ્ હર્વસ્તીન્ દુશમત દુઝ્ઝૂખ્ત દુઝ્વરૂશ્ત; મેમ્ ૫ ગેતી મનીદ્, ઉઇમ ગોફ્ત્, ઉઇમ કર્દ્, ઉઇમ જસ્ત્, ઉઇમ બૂન્ બૂદ્ એસ્તેદ્. અઝ્ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન ૫ સે ગવશ્ની ૫ પતેત્ હોમ. ક્ષ્નઓથ્ર અહુરહે મઝ્દાઓ; તરોઇદીતે અંઘ્રહે મઇન્યેઉશ; હઇથ્યાવરૂશ્તાંમ ઘ્રાત્ વસ્ના ¶ફ્રરષોતેમેમ્; સ્તઓમિ અષેમ્. અષેમ વોહૂ ૩.

ફ્રવરાને મઝ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુરત્કએષો (જે ગેહ હોય તે પઢે.) ફ્રસસ્તયએચ. અહુરહે મઝ્દાઓ[૬] રએવતો[૭] ખરેનંઘ્રઉહતો[૮], અમેષનાંમ સ્પેન્તનાંમ.[૯] અષઓનાંમ[૧૦]

---

* વળી વંદીદાદની ૧૯ મી પરગરદના ૧૮ મા ફકરામાંથી "ઓરવરનો નમસ્કાર" એવીજ મતલબનો, પણ વ્યાકરણની બાંધણી પ્રમાણે જોતાં, બીજી રીતે લખેલો આપણને મળી આવે છે, તે નીચે મુજબ છેઃ—

અવસ્તા—નેમો[૧] ઉર્વઇરે[૨] વંઘ્રુહિ[૩] મઝ્દધાતે[૪] અષઓને;[૫] અષેમ્ વોહૂ ૧.

માએનીઃ—અએ ખુબીવાળાં[૩] (દાદાર) હોરમજદના પેદા કીધેલા[૪] અશો[૫] ઓરવર![૨] (તુંને) નમાજ[૧] (હોજો)!

† આએ બાજની શરૂઆતની તથા છેડેની ખશ્નુમન અરદાફરવશનાં આફ્રરંગાંનની ખશ્નુમનમાંથી લીધેલી છે.

‡ ઇઆને અશો ફરોહર (આએ બંદગી તરફ) પોંહોંચો!

¶ એના તરજુમા બાબે જુઓ અહુરમઝ્દ ખોદાએનો તરજુમો, સફો ૭-૯.

ફ્રવષિનાંમ[11] ઉગ્રનાંમ[12] અઇવિથૂરનાંમ,[13] પઓઇર્યો-ત્કએષનાંમ[14] ફ્રવષિનાંમ,[15] નબાનજદિશ્તનાંમ[16] ફ્રવષિનાંમ,[17] ક્ષ્નઓથ્ર[18] યસ્નાઇચ[19] વહ્માઇચ[20] ક્ષ્નઓથ્રાઇચ[21] ફ્રસસ્તયએચ[22] યથા અહૂ વઇર્યો[23] જઓતા[24] ફ્રા મે[25] મ્રૂતે,[26] અથા રતુશ અષાત્ચિત્ હચ[27] ફ્રા અષવ[28] વીધ્વાઓ[29] મ્રઓતૂ.[30] અહુરેમ મજદાંમ[31] રએવન્તેમ[32] ખરેનંઘ્ઉહન્તેમ[33] યજમઇદે;[34] અમેષા સ્પેન્તા[35] હુક્ષથ્રા[36] હુધાઓંઘ્હો[37] યજમઇદે;[38] અષઓનાંમ[39] વંઘ્ઉહીશ[40] સૂરાઓ[41] સ્પેન્તાઓ[42] ફ્રવષયો[43] યજમઇદે.[44]

☞ ( આએ ઠેકાણે અષેમ વોહૂ ૧૨૦૦ પઢી જવી. )

( દાદાર હોરમજદને ) ખુશાલ કરવાનેમાટે[18] ખજાનો રાખનાર[7] (તથા) ખોરેહવાળા,[8] ( દાદાર ) હોરમજદની,[9] અમશાસ્પંદોની,[9] અશો ( લોકો) નાં[10] જોરાવર[12] (તથા) ગાલેબ[13] ફ્રરોહરોની[11] (તથા) પોર્યોદકેશના[14] ફ્રરોહરોની,[15] (તથા) નબાનજદિશ્તના[16] ફ્રરોહરોની[17]—( એ બધાઓની ) આરાધના કરવાને,[19] ( તેઓની ) ખુબીઓ ગાવાને[20] ( તેઓને ) ખુશનુદ કરવાને,[21] તથા ( તેઓની ) વખાણ કરવાને[22] જોતી[24] મારી આગળ[25] યથા અહૂ વઇર્યો[23] ( ના કલામોની ખુબીઓ ) જાહેર કરે.[26] ( રાસ્પી ) ( જે ) અશો[28] (તથા) વિદ્વાન[29] ( તે ) અથા રતુશ અષાત્ ચિત્ હચ[27] ( એ કલામોની ખુબીઓ ) જાહેર કરે.[30] ખજાનો રાખનાર[32] ( તથા ) ખોરેહવાળા[33] ( દાદાર ) હોરમજદને[31] હમો યાદ કરીએ છિયે;[34] અમશાસ્પદો[35] ( જેઓ ) સારા પાદશાહ[36] (તથા) સારાં ડહાપણવાળાં (છે તેઓને)[37] હમો યાદ કરીએ છિયે;[38] અશો ( લોકો )નાં[39] ભલાં[40] શૂરાં[41] ( તથા ) ( દુનિયાંની ) વૃદ્ધિ કરનારાં[42] ફ્રરોહરોને[43] હમો યાદ કરીએ છિયે.[44]

( બાજમાં પઢે. ) અહુરમજદ ખોદાએ અવજૂનીએ મરૂદુમ, મરૂદુમ સર્દગાંન્ હમા સર્દગાંન્, હમબાયસ્તે વેહાંન્, ઓએમ્ બેહેદીન્ માજદયસ્નાંન્ આગહી આસ્તવાની નેકી રસાનદ; અએદૂન્ *બાદ. ( પ્રગટ પઢે. ) યથા અહૂ વઇર્યો ૨.

યસ્નેમચ[1] વહ્મેમચ,[2] અઓજસ્ચ[3] જવરેચ[4] આફ્રીનામિ,[5] અહુરહે મજદાઓ[6] રએવતો[7] ખરેનંઘ્ઉહતો,[8] અમેષનાંમ સ્પેન્તનાંમ,[9] અષઓનાંમ[10] ફ્રવષિનાંમ[11] ઉગ્રનાંમ[12]

---

* એ ફકરાના તરજુમાનેમાટે જુઓ ખોરદેહ નીઆએશ, સફો ૩૯ મો.

**અઇવિથૂરનાંમ,[૧૩] પઓઇરયો-ત્કએષનાંમ[૧૪] ફ્રવષિનાંમ,[૧૫] નબા-નજદિશ્તનાંમ[૧૬] ફ્રવષિનાંમ.[૧૭] અષેમ વોહૂ ૧.**

☞ **અહ્માઇ રએશ્ચ; હજંઘ્રેમ; જસ મે; કેરૂફેહ્ મોઝ્દ.**

ખજાનો રાખનાર[૭] (તથા) ખોરેહવાળા[૮] (દાદાર) હોરમજદની,[૬] અમશાસ્પંદોની,[૯] અશો (લોકો)ના[૧૦] જોરાવર[૧૨] (તથા) ગાલેબ[૧૩] ફરોહરોની,[૧૧] (તથા) પૌર્યોદકેશના[૧૪] ફરોહરોની,[૧૫] (તથા) નબાનજદિશ્તના[૧૬] ફરોહરોની[૧૭] આરાધના,[૧] કીર્તિ,[૨] એજમત[૩] તથા કૌવતને[૪] હું વખાણુંછું.[૫]

---

# ફ્રાગ્રઓત્ નામનો યજશ્નેનો ૨૦ મો હા.*

☞ (એ હા નીચે જણાવેલી બાજ સાથે ફરવરદેગાંનના પેહેલા પાંચ દાહાડા, ઈઆને રોજ ૨૬ મો માહ ૧૨ માથી તે રોજ ૩૦ મો માહ ૧૨ મા સુધી ભણવો.)

**ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ. અષેમ વોહૂ ૧. ૫ નામે યજ્દાંન્ અહુરમજ્દ ખોદાએ અવજૂની, ગોરૂજે ખોરેહ્ અવ-જાયાદ; અરૂદાફ્રવશ એરસાદ.† અજ હમા ગુનાહ્ પતેત્ પશેમાનુમ; અજ હર્વસ્તીન્ દુશ્મત દુજૂખ્ત દુજ્વરશ્ત; મેમ્ ૫ ગેતી મનીદ, ઉઇમ ગોફ્ત, ઉઇમ કર્દ, ઉઇમ જસ્ત, ઉઇમ બૂન્ બૂદ એસ્તેદ. અજ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની તની રવાની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ ૫ સે ગવશ્ની ૫ પતેત્ હોમ. ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ, તરોઇદીતે અંઘ્રહે મઇન્યેઉશ; હઇથ્યાવરૂશ્તાંમ હાત્ વસ્ના ફ્રેરષોતેમેમ; સ્તઓમિ અષેમ. અષેમ વોહૂ ૩.**

**ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો** (જે ગેહ હોએ તે પઢે.) **ફ્રસસ્તયએચ. અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘઉહતો અમેષનાંમ સ્પેન્તનાંમ અષઓનાંમ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ અઇવિથૂરનાંમ, પઓઇરયો-ત્કએષનાંમ**

---

* એ હામાં અષેમ્ વોહૂની શરેહ આવેલી છે એ બાબે જુઓ સફે ૧-૨; અષેમ્ વોહૂ નામની જાણીતી બદગી જુદે જુદે ચોકસ વખતે ભણવાથી, તે ભણનારને કેટલો સવાબ હાસેલ થાએછે તે બાબે જુઓ મારી યશ્ત બા માએની, ૨૧ મી યશ્ત.

† ઈઆને અશો ફરોહર (આએ બંદગી તરફ) પોંહોંચો!

ફ્રવષિનાંમ્, નબાનજદિશ્તનાંમ ફ્રવષિનાંમ્, ક્ષ્નઓથ્ર યસ્ના-ઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે સ્રૂતે, અથા રતૂશ્ અષાતચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓત્. અહુરેમ મજદાંમ્ રએવન્તેમ્ ખરેનંધ્રઉહન્તેમ યજમઇદે; અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંધ્રહો યજમઇદે; અષાઉનાંમ્ વંધ્રઉહીશ્ સુરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો *યજમઇદે.

☞ (૧) ફ્રાશ્રઓત[૧] અહુરો મજદાઓ[૨] અષેમ વોહૂ વહિશ્તેમ અસ્તી,[૩] પર અહ્માઇ[૪] વોહૂ[૫] વહિશ્તેમ[૬] ચિનસ્તિ,[૭] યથ[૮] ખએતવે[૯] ખએતાતેમ;[૧૦] વોહૂ વહિશ્તેમ અસ્તિ[૧૧] અથ[૧૨] હ્કએષેમ[૧૩] કારયેઇતિ.[૧૪] (૨) ઉશ્તા અસ્તી ઉશ્તા અહ્માઇ[૧૫] ઉશ્તતાઇત્ય[૧૬] વીસ્પેમ[૧૭] અષવનેમ[૧૮] વીસ્પાઇ[૧૯] અષઓાને[૨૦] પર-ચિનસ્તિ,[૨૧] યથના[૨૨] સ્તાઇત્ય[૨૩] વીસ્પેમ[૨૪] અષવનેમ[૨૫] વીસ્પાઇ[૨૬] અષઓાને[૨૭] પર-ચિનસ્તિ.[૨૮] (૩) યત્ અષાઇ વહિશ્તાઇ અ-ષેમ,[૨૯] પર-ચિનસ્તિ[૩૦] વીસ્પેમ[૩૧] માંથ્રેમ[૩૨] વીસ્પેમ[૩૩] માંથ્રાઇ,[૩૪] યથ[૩૫] અષાઇ[૩૬] ક્ષથ્રેમ[૩૭] ચિનસ્તિ,[૩૮] યથચ[૩૯] જબ્યેન્તે[૪૦] અષ-ઓાને[૪૧] અષેમ[૪૨] ચિનસ્તિ,[૪૩] યથચ[૪૪] ક્ષ્માવોય[૪૫] અષેમ[૪૬] ચિ-નસ્તિ[૪૭] યત્ સઓષ્યન્તએઇબ્યો;[૪૮] થ્રાયો[૪૯] હ્કએષ.[૫૦] વીસ્પેમ[૫૧] વચો[૫૨] ફ્રવાકેમ[૫૩] હુઉરૂમ,[૫૪] વચો[૫૫] અહુરહે મજદાઓ.[૫૬]

(૪) મજદાઓ[૫૭] ફ્રાશ્રઓત;[૫૮] ચીમ[૫૯] ફ્રાશ્રઓત;[૬૦] અષવનેમ[૬૧] મઇન્યઓમચ[૬૨] ગએથીમચ.[૬૩] ચ્વાંસ[૬૪] ફ્રાશ્રઓત[૬૫] ફ્રવાકેમ;[૬૬] વહિશ્તો[૬૭] ક્ષયમ્નો.[૬૮] ચ્વન્તેમ;[૬૯] અષવનેમ[૭૦] વહિ-શ્તેમચ[૭૧] અવસો-ક્ષથ્રેમચ.[૭૨] (૫) બધાંમ[૭૩] અષહે વહિશ્તહે[૭૪] યજમઇદે;[૭૫] અષહે વહિશ્તહે[૭૬] યજમઇદે[૭૭] ફ્રસ્રઓથ્રેમચ,[૭૮] ફ્રમરેથ્રેમચ[૭૯] ફ્રગાથ્રેમચ[૮૦] ફ્રાયશ્તીમચ.[૮૧]

યેંધ્રહે હાતાંમ આઅત્ યેસ્ને પઇતી વંધ્રહો,
મજદાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંધ્રહાંમચા તાંસચા તાઓસચા યજમઇદે.

અષેમ વોહૂ ૧. ☞ ('ફ્રાશ્રઓત'થી તે અષેમ વોહૂ ૧ સુધીનો ભાગ ૭ વાર પઢે. જ્યારે ૭ મી વાર પઢે ત્યારે અષેમ્ વોહૂ નહી પઢવી )

(૧) (દાદાર) હોરમજદે[૨] ( અષેમ્ વોહૂનો કલામ ) જાહેર કીધો.[૧] અષેમ્

* એના તરજુમા બાબે જુઓ બાજ અષેમ્ વોહૂ ૧૨૦૦ પઢવાની, સફો ૧૩૪.

વોહૂ વહિશ્તેમ્ *અસ્તી[૩]-( એ કલામ બોલતાં ) ( ભણનાર ) ( ગોયા ) જેમ, પોતાનાં સગાંનેમાટે[૯] સગાઇ[૧૦] કબૂલ રાખેછે[૭] (તેમ), તે (ઈઆને હોરમજદ)ને માટે[૪] સઉથી સરસ[૬] ખુબી[૫] કબૂલ રાખે છે.[૭] વોહૂ વહિશ્તેમ્ અસ્તી[૧૨]-( એ કલામ બોલતાં ) ( ભણનાર ) ( ગોયા ) દીનના કાએદાને[૧૩] અમલમાં લાવેછે.[૧૪]

( ૨ ) ઉશ્તા અસ્તી ઉશ્તા †અહ્માઇ[૧૫] ( એ કલામ બોલતાં ) ( ભણનાર ) જેમ[૨૨] દરેક[૧૭] અશો ( માણસ )ને[૧૮] દરેક[૧૯] અશો ( માણસ ) તરફ[૨૦] સુખમાં[૧૬] કબૂલ ‡રાખેછે[૨૧] ( તેમ ) દરેક[૨૪] અશો ( માણસ )ને[૨૫] દરેક[૨૬] અશો ( માણસ ) તરફ[૨૭] ઉસ્તવારીથી[૨૩] શામેલ કરેછે.[૨૮]

( ૩ ) યત્ અષાઇ વહિશ્તાઇ ¶અષેમ્[૨૯]-( એ કલામ બોલતાં ) ( ભણનાર ) (ગોયા) તમામ[૩૧] માંથ્રવાંની[૩૨] દરેક[૩૩] માંથ્રવાંની જાણનારનેમાટે[૩૪] કબૂલ રાખેછે,[૩૦] જેમ[૩૫] ( તે ) અશોઈનેમાટે[૩૬] પાદશાહી[૩૭] કબૂલ રાખેછે,[૩૮] તથા જેમ[૩૯] ( મીનો ઈજદોની ) આરાધના કરનાર[૪૦] અશો ( માણસ )નેમાટે[૪૧] રાસ્તી[૪૨] કબૂલ રાખેછે,[૪૩] તથા જેમ[૪૪] તમો[૪૫] ફાએદો કરનારાઓનેમાટે[૪૮] ( તે ) રાસ્તી[૪૬] કબૂલ રાખેછે.[૪૭] (ઉપર જણાવ્યા પ્રમાણે) (અષેમ્ વોહૂના ) ત્રણ[૪૯] ભાગ[૫૦] ( છે ). દરેક[૫૧] કલામ[૫૨] ( જે ) સંપૂર્ણ[૫૪] બોલ[૫૩] ( તે ) ( દાદાર ) હોરમજદનો[૫૬] કલામ[૫૫] ( છે ).

( ૪ ) ( દાદાર ) હોરમજદે[૫૭] (અષેમ્ વોહૂનો કલામ) જાહેર કીધો.[૫૮] કોણને[૫૯] જાહેર કીધો ?[૬૦] ( જવાબ ):—મીનોને લગતા[૬૨] તથા ગેતીને લગતા[૬૩] અશો ( માણસ )ને.[૬૧] કીયા હોધામાં[૬૪] ( તે અષેમ્ વોહૂનો ) કલામ[૬૬] ( તેણે ) જાહેર કીધો ?[૬૫] ( જવાબ ):—સઉથી સરસ[૬૭] પાદશાહ તરીકે.[૬૮]

કોણને[૬૯] ( જાહેર કીધો ) ? ( જવાબ ):—પોતાના ફાંતા પ્રમાણે નહી $ચાલનાર[૭૨] રાસ્ત[૭૦] તથા સઉથી સરસ ( માણસ )§ ને.[૭૧]

( ૫ ) અષ ||વહિશ્તના[૭૪] ભાગને,[૭૩] હમો વખાણીએ છિયે.[૭૫] અષ વહિશ્તનાં[૭૬] ભણવાને,[૭૮] ( તેનાં ) યાદ કરવાને,[૭૯] ( તેનાં ) ગાવાને[૮૦] તથા ( તેની ) કીર્તિને[૮૧] હમો વખાણીએ છિયે.[૭૭]

---

* ઈઆને અશોઈ એ સહથી સરસ નેઆમત છે.

† ઈઆને સુખ છે, સુખ તે ( શખ્સ ) ને છે.

‡ એની મતલબ એ કે સદ્ગુણી માણસો એક બીજાના સુખમાં ભાગ લેછે.

¶ ઈઆને જે ( શખ્સ ) સહથી સરસ અશોઈની બાબદમાં અશો ( છે ).

$ અસલ અર્થ 'પોતાની મરજી પ્રમાણે નહી રાજ કરનાર.'

§ પેગમબર અશો જરતોશ્ત બાબે એ ઈશારો હોએ એવું દીસેછે.

|| અષ વહિશ્ત નામની બંદગી તે અષેમ્ વોહૂ સમજવી.

(બાજમાં પઢે) અહુરમજ્દ ખોદાએ, અવજૂનીએ મરદુમ, મરદુમ સર્દગાંન્ હમા સર્દગાંન્, હમબાયસ્તે વેહાંન્ ઓએમ એહેદીન્ માજદયસ્નાંન્ આગહી આસ્તવાની નેકી રસાનદ; અએદૂન્ બાદ. (પ્રગટ પઢે) યથા અહૂ વઇર્યો ૨.

યસ્નેમચ વહ્મેમચ અઓજસચ જવરેચ આફ્રીનામિ, અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘઉહતો, અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, અપ્ઓનાંમ્ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ અઇવિથૂરનાંમ, પઓઇર્યો-ત્કએષનાંમ્- ફ્રવષિનાંમ, નબાનજ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ.* અષેમ્ વોહૂ ૧. ☞ અહ્માઇ રએશ્ચ; હજંઘ્રેમ; જસ મે અવંઘહે મજ્દ; કેરફેહ્ મોજ્દ.

---

# બાજ યથા અહૂ વઇર્યો ૧૨૦૦ પઢવાની.†

☞ (એ બાજ ગાથા ગાહામબારના પાંચ દાહાડા ભણવી)

૫ નાંમે યજ્દાંન્ અહુરમજ્દ ખોદાએ અવજૂની, ગોરજે ખોરેહ્ અવજ્તયાદ્; ગેહ્ ગાથાબ્યો અહુનવદ્ ગેહ્, ઉશ્તવદ્ ગેહ્, સ્પેન્તોમદ્ ગેહ્, વોહૂ-ક્ષથ્ર ગેહ્, વહિશ્તોઇશ્ત્ ગેહ્, ગેહ્ ગાથાબ્યો, અર્દાફ્રવશ્ બેરસાદ.‡ અજ હમા ગુનાહ્ પતેત્ પશેમાનુમ્; અજ હર્વસ્તીન્ દુશ્મત્ દુજૂખ્ત્ દુજ્વર્શ્ત, મેમ ૫ ગેતી મનીદ, ઉઈમ ગોફ્ત, ઉઈમ કર્દ, ઉઈમ જસ્ત, ઉઈમ બૂન્ બૂદ્ એસ્તેદ. અજ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ ૫ સે ગવશ્ની ૫ પતેત્ હોમ. ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ, તરોઇદીતે અંઘ્રહે મઇન્યેઉશ; હઇથ્યાવર્શ્તાંમ હ્યત્ વસ્ના ફેરષોતેમેમ; સ્તઓમિ

---

* એ ફકરાના તરજુમાનેમાટે જુઓ બાજ અષેમ્ વોહૂ ૧૨૦૦ પઢવાની.

† એ બાજની ખશ્નુમન ગાથાના આફ્રંગાનની ખશ્નુમનમાંથી લીધી છે.

‡ ઈઆને ગાથા ગાહામબારમાથી (ઈઆને પાચ ગાથા ગાહામબારમાંના) (જે) અહુનવદ ગાથા, ઉશ્તવદ ગાથા, સ્પેન્તોમદ ગાથા, વોહૂ-ક્ષથ્ર ગાથા, વહિશ્તોઇશ્ત ગાથા, (તથા) અશો ફ્રોહરો (આએ બંદની તરફ) પોંહોચો।

અષેમ. અષેમ વોહૂ ૩. ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર ત્કએષો (જે ગેહ હોય તે પઢે.) ફ્રસસ્તયએચ.

અહુરહે મજ્દાઓ[6] રએવતો[7] ખરેનંઘઉહતો,[8] અમેષનાંમ સ્પેન્તનાંમ,[9] ગાથાબ્યો[10] સ્પેન્તાબ્યો[11] રતુક્ષથ્રાબ્યો[12] અષઓનિબ્યો,[13] અહુનવઇત્યાઓ ગાથયાઓ[14] ઉશ્તવઇત્યાઓ ગાથયાઓ[15], સ્પેન્તા-મઇન્યેઉશ ગાથયાઓ,[16] વોહુ-ક્ષથ્રયાઓ ગાથયાઓ,[17] વહિશ્તોઇશ્તોઇશ ગાથયાઓ,[18] અષઓનાંમ[19] ફ્રવષિનાંમ[20] ઉગ્રનાંમ[21] અઇવિથૂરનાંમ,[22] પઓઇર્યો-ત્કએષનાંમ[23] ફ્રવષિનાંમ,[24] નબાનજ્દિશ્તનાંમ[25] ફ્રવષિનાંમ,[26] ક્ષ્નઓથ્ર[27] યસ્નાઇચ[28] વહ્માઇચ[29] ક્ષ્નઓથ્રાઇચ[30] ફ્રસસ્તયએચ,[31] યથા અહૂ વઇર્યો[32] જઓતા[33] ફ્રા મે[34] મૂતે,[35] અથા રતૂશ અષાત્-ચિત્ હચ[36] ફ્રા અષવ[37] વીદ્વાઓ[38] મ્રઓતૂ.[39]

(દાદાર હોરમજદને) ખુશાલ કરવામાટે[27] ખજાનો રાખનાર,[7] (તથા) ખોરેહવાગા[8] (દાદાર) હોરમજદની,[6] અમશાસ્પંદોની,[9] વૃદ્ધિ કરનાર[11] ગાથા[10] (જે) સચ્ચાઈના *સરદાર[12] (તથા) અશો[13] (છે તેઓમાંના) અહુનવદ ગાથાની,[14] ઉશ્તવદ ગાથાની,[15] સ્પેન્તોમદ ગાથાની,[16] વોહુક્ષથ્ર ગાથાની[17] વહિશ્તોઇશ્ત ગાથાની[18] (તથા) અશો (લોકો)નાં[19] જોરાવર[21] (અને) ગાલેબ[22] ફરોહરોની,[20] પોર્યોદકેશનાં[23] ફરોહરોની,[24] (તથા) નબાનજદિશ્તના[25] ફરોહરોની,[26]–(એ બધાઓની) આરાધના કરવાને,[28] (તેઓની) ખુબીઓ ગાવાને,[29] (તેઓને) ખુશનુદ કરવાને,[30] તથા (તેઓની) વખાણ કરવાને,[31] જોતી[33] મારી આગળ[34] યથા અહૂ વઇર્યો[32] (ના કલમોની ખુબીઓ) જાહેર કરે[35] (રાસ્પી) (જે) અશો[37] (તથા) વિદ્વાન[38] (તે) અથા રતુશ અષાત્ ચિત્ હચ[36] (એ કલામોની ખુબીઓ) જાહેર કરે[39]

અહુરેમ મજ્દાંમ[40] રએવન્તેમ[41] ખરેનંઘઉહન્તેમ[42] યજમઇદે;[43] અમેષા સ્પેન્તા[44] હુક્ષથ્રા[45] હુધાઓંઘહો[46] યજમઇદે;[47] ગાથાઓ સ્પેન્તાઓ[48] રતુક્ષથ્રાઓ[49] અષઓનીશ[50] યજમઇદે;[51] અહુનવઇતીમ ગાથાંમ[52] અષઓનીમ[53] અષહે[54] રતમ[55] યજમઇદે;[56] ઉશ્તવઇતીમ ગાથાંમ[57] અષઓનીમ[58] અષહે[59] રતૂમ[60] યજમઇદે;[61] સ્પેન્તા-મઇન્યૂમ ગાથાંમ[62] અષઓનીમ[63] અષહે રતૂમ[64] યજમઇદે;[65] વોહુક્ષથ્રાંમ ગાથાંમ[66]

* એનો અર્થ 'સરદારોની ઉપર પાદશાહી ભોગવનાર'બી થઈ શકે. વખતની ઉપર સરદારી ભોગવનારા (ડાકટર સ્પીગલ).

**અષઓનીમ[૬૭] અષહે રતૂમ[૬૮] યજમઇદે;[૬૯] વહિશ્તોઇશ્તીમ ગાથાંમ[૭૦] અષઓનીમ[૭૧] અષહે[૭૨] રતૂમ[૭૩] યજમઇદે;[૭૪] અષ-ઓનાંમ[૭૫] વંઘ્રઉહીશ[૭૬] સૂરાઓ[૭૭] સ્પેન્તાઓ[૭૮] ફ્રવષયો[૭૯] યજમઇદે.[૮૦] અહુનેમ વઇરીમ[૮૧] તનૂમ[૮૨] પાઇતિ,[૮૩] અહુનેમ વઇરીમ તનૂમ પાઇતિ, અહુનેમ વઇરીમ તનૂમ પાઇતિ.**

☞ ( આએ ઠેકાણે **યથા અહૂ વઇર્યો** ૧૨૦૦ પઢી જવી. )

ખજાનો રાખનાર[૪૧] (તથા) ખોરેહવાળા[૪૨] (દાદાર) હોરમજદને[૪૦] હમો યાદ કરીએ છિયે;[૪૩] અમશાસ્પંદો[૪૪] (જેઓ) સારા પાદશાહ[૪૫] (તથા) સારાં ડહાપણવાળા (તેઓ)ને[૪૬] હમો વખાણીએ છિયે;[૪૭] વૃદ્ધિ કરનાર[૪૮] ગાથા[૪૭] ( જે ) સચ્ચાઇના સરદાર[૪૯] ( તથા ) અશો ( તેઓ )ને[૫૦] હમો વખાણીએ છિયે;[૫૧] અશો[૫૩] અહુનવદ ગાથા[૫૨] ( જે ) અશોઈનો[૫૪] સરદાર (તે)ને[૫૫] હમો વખાણીએ છિયે;[૫૬] અશો[૫૮] ઉશ્તવદ ગાથા[૫૭] ( જે ) અશોઈનો[૫૯] સરદાર ( તે )ને[૬૦] હમો વખાણીએ છિયે;[૬૧] અશો[૬૩] સ્પેન્તોમન્દ ગાથા[૬૨] (જે) અશોઈનો સરદાર ( તે )ને[૬૪] હમો વખાણીએ છિયે;[૬૫] અશો[૬૭] વોહુક્ષથ્ર ગાથા[૬૬] (જે) અશોઈનો સરદાર (તે)ને[૬૮] હમો વખાણીએ છિયે;[૬૯] અશો[૭૧] વહિશ્તોઇશ્ત ગાથા[૭૦] ( જે ) અશોઈનો[૭૨] સરદાર ( તે )ને[૭૩] હમો વખાણીએ છિયે;[૭૪] અશો ( લોકો )નાં[૭૫] ભલાં,[૭૬] શૂરાં,[૭૭] ( તથા ) આબાદી કરનારા[૭૮] ફ્રરોહરોને[૭૯] હમો યાદ કરીએ છિયે.[૮૦] અહુનવર[૮૧] તનને[૮૨] *બંચાવે છે.[૮૩]

( બાજમાં પઢે ) **અહુરમજદ ખોદાએ, અવજૂનીએ મરૂદુમ, મરૂદુમ સર્દગાંન, હમા સર્દગાંન, હમબાયસ્તે વેહાંન, ઓએમ બેહેદીન માજદયસ્નાંન આગહી આસ્તવાની નેકી રસાનદ; અએદૂન બાદ.** ( પ્રગટ પઢે ) **યથા અહૂ વઇર્યો ૨.**

**યસ્નેમચ વહ્મેમચ અઓજસચ જવરેચ આફ્રીનામિ, અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘ્રઉહતો, અમેષનાંમ સ્પેન્તનાંમ. ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઓનિબ્યો, અહુનવઇત્યાઓ ગાથયાઓ, ઉશ્તવઇત્યાઓ ગાથયાઓ, સ્પેન્તામઇન્યેઉશ ગાથયાઓ, વોહુ-ક્ષથ્રયાઓ, ગાથયાઓ, વહિશ્તોઇશ્તોઇશ ગાથયાઓ, અષઓનાંમ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ અઇવિથૂરનાંમ, પઓઇર્યો-ત્કએષનાંમ ફ્રવષિનાંમ, નબા-**

* એના ખોલાસા બાબે જુઓ સરોશ બાજ, સફે ૧૭ મો.

**નજદિશતનાંમ્ ફ્રવષિનાંમ. અષેમ વોહૂ ૧. ☞ અહ્માઇ રએશચ; હજંઘ્રેમ; જસમે અવંઘહે મજદ; કેરૂફેહ્ મોજદ.**

---

સદ્દગુણી તથા નીતિવાન માણસનાં ગુજરવા પછી તેનાં રવાનને બેહેશ્ત મેળવવાની ઉમેદમાં જે અતિશય ખુશાલી ઉપજેછે તેને લગતા અવસ્તા.*

**ઉશ્તવઇતીમ્[1] ગાથાંમ્[2] સ્રાવયો[3] ઉશ્તતાતેમ્[4] નિમ્ર-ઓમ્રો.[5] ઉશ્તા[6] અહ્માઇ[7] યહ્માઇ[8] ઉશ્તા[9] કહ્માઇચીત્[10] વસે-ક્ષયાંસ્[11] મજદાઓ[12] દાયાત્[13] †અહુરો.[14]**

( બેહેશ્તી રવાન ) ( પોતાનેમાટે ) સુખ[4] માંગતું[5] ઉશ્તવદ[1] ગાથા[2] ‡ગાએછે,[3] ( અને કેહેછે ) સુખાકારી[6] તે ( શખ્સ )ને[7] ( હોજો ), જેનીથી[8] બીજાઓને[10] સુખ[9] ( પોંહોંચે )! પોતાની મરજી પ્રમાણે રાજ કરનાર[11] હોરમજદ[12-14] ( તે પરોપકારી માણસને ) ( સુખાકારી ) બખશે![13]

---

દુષ્ટ તથા પાપી માણસનાં મરણ પછી તેનાં રવાનને દોજ-ખની શિક્ષા પાંમવાની ધાસ્તીથી જે નિરાશપણું તથા ગભરાત ઉત્પન્ન થાએછે તેને લગતા અવસ્તા.¶

**કિમાંમ્[1] ગાથ્વ્યાંમ્[2] વચો[3] સ્રાવયો;[4] કાંમ્[5] નેમોઇ[6] જાંમ,[7] અહુર[8] મજદ,[9] કુથ્રા[10] નેમોઇ[11] §અયેની.[12]**

( પાપી રવાન ) દલગીરી તથા નિરાશાના[1] ગાથાના[2] કલામ[3] ‡ગાએછે,[4] ( અને ગભરાતમાં કેહેછે ), અએ હોરમજદ![8-9] ( હવે ) કેઈ[5] જગાએ[7] હું વલાણ લેઉં?[6] કેઈ તરફ[10] વલાણ લઈને[11] હું જાઉં?[12]

---

* એના વિગતવાર એહવાલનેમાટે જુઓ મારી યશ્ત બા માએની, ૨૨ મી યશ્ત, હાદોખ્ત નુસ્કની બીજી પરગરદ, ફકરા ૧–૧૮.

† એ આખો ફકરો હાદોખ્ત નુસ્કની બીજી પરગરદના ૨ જા ફકરામાં આવેછે. વળી નિમ્રઓમ્નો સુધીનો પેહેલ્લો ભાગ ઈજશ્નેના ૭૧ મા હાના ૧૬ માં ફકરામાં બી આવેછે, અને 'ઉશ્તા'થી તે 'અહુરો' સુધીનો બાકીનો ભાગ ઈજશ્નેના ૪૩ મા હાના પેહેલ્લા ફકરામાં બી આવેછે.

‡ અસલ અર્થ "ગાનાર, ગાતું ( થાએછે )." વર્તમાન કૃદંત પરેસ્મૈપદ નરજાતી પેહેલ્લી એકવચન; અસલ બોલ સ્રાવયન્ત્ ( ગાતુ ). સ્રાવય ( પ્રયોજ્ય રૂપ ).

¶ એના તફસીલવાર વર્ણનને સારૂ જુઓ મારી યશ્ત બા માએની, ૨૨ મી યશ્ત, હાદોખ્ત નુસ્કની ૩ જી પરગરદ, ફકરા ૧૯–૩૬.

§ એ આખો ફકરો હાદોખ્ત નુસ્કના ૨૦ મા ફકરામાં આવેછે; વળી એનો પાછલો ભાગ ઈજશ્નેના ૪૬ મા હાના પેહેલ્લા ફકરામાં બી આવેછે.

# રોજ તથા માહનાં નામ.

## (તીશે રોજનાં નામ.)

| | |
|---|---|
| ૧ દાદાર હોરમજદ. | ૧૬ મેહેર યજદ. |
| ૨ બેહુમન અમેશાસ્પંદ. | ૧૭ સરોશ યજદ. |
| ૩ અરદીબેહેશ્ત અમેશાસ્પંદ. | ૧૮ રશ્ને રાસ્ત યજદ. |
| ૪ શેહેરેવર અમેશાસ્પંદ. | ૧૯ ફરૂરોખ ફરવરદીન. |
| ૫ અસફ્નદારમદ અમેશાસ્પંદ. | ૨૦ બેહેરાંમ યજદ. |
| ૬ ખોરદાદ અમેશાસ્પંદ. | ૨૧ મીનો રાંમ. |
| ૭ અમરદાદ અમેશાસ્પંદ. | ૨૨ ગોવાદ યજદ. |
| ૮ દએ પ આદર દાદાર. | ૨૩ દએ પ દીન દાદાર. |
| ૯ આદર યજદ. | ૨૪ દીન યજદ. |
| ૧૦ આવાં અરદ્વી સૂર બાંનુ. | ૨૫ મીનો અશીશવંઘ. |
| ૧૧ ખોરશેદ યજદ. | ૨૬ આશતાદ યજદ. |
| ૧૨ મોહોર યજદ. | ૨૭ મીનો આસ્માન. |
| ૧૩ તીર યજદ. | ૨૮ જમીઆદ યજદ. |
| ૧૪ ગોશ યજદ. | ૨૯ મીનો મારેસ્પંદ. |
| ૧૫ દએ પ મેહેર દાદાર. | ૩૦ મીનો અનેરાંન. |

## (બારે મહીનાનાં નામ.)

| | |
|---|---|
| ૧ ફરૂરોખ ફરવરદીન. | ૭ મેહેર યજદ. |
| ૨ અરદીબેહેશ્ત અમેશાસ્પંદ. | ૮ આવાં યજદ. |
| ૩ ખોરદાદ અમેશાસ્પંદ. | ૯ આદર યજદ. |
| ૪ તેશતર તીર યજદ. | ૧૦ દએ દાદાર. |
| ૫ અમરદાદ અમેશાસ્પંદ. | ૧૧ બેહુમન અમેશાસ્પંદ. |
| ૬ શેહેરેવર અમેશાસ્પંદ. | ૧૨ અસફ્નદારમદ અમેશાસ્પંદ. |

# પાંચ ગાથા ગાહામબારને લગતો ખોલાસો.

☞ ( જાણવું જે નીચે જણાવેલા પાંચ ગાથાના દાહાડા અસફન્દારમદ મહીનો પુરો થયા પછી આવેછે . )

**૧ અહુનવદ.— ૨ ઉશ્તવદ.— ૩ સ્પેન્તોમદ.— ૪ વોહુક્ષથ્ર.— ૫ વહિશ્તોઇશ્ત.**

☞ ગાથાના પાંચ દાહાડા રોજ નેક નામમાં નીચે મુજબ રોજ ભણવો.

**૧. ગેહ ગાથાબ્યો ગેહ અહુનવદ, ગેહ ( ફલાંન ).**

**૨. ગેહ ગાથાબ્યો ગેહ ઉશ્તવદ, ગેહ ( ફલાંન ).**

**૩. ગેહ ગાથાબ્યો ગેહ સ્પેન્તોમદ, ગેહ ( ફલાંન ).**

**૪. ગેહ ગાથાબ્યો ગેહ વોહુ-ક્ષથ્ર, ગેહ ( ફલાંન ).**

**૫. ગેહ ગાથાબ્યો ગેહ વહિશ્તોઇશ્ત, ગેહ ( ફલાંન ).**

ખોલાસો:—( " ઉપર જણાવેલા પાંચ ગાથા ગાહામબારનાં નામો જરતોશતનાં ગાથાનાં નામ ઉપરથી આપેલાં છે. હવે જ્યારે વરસના ૩૬૦ દાહાડા ઉપર પાંચ દાહાડાનો વધારો કીધો, ત્યારે તે દાહાડાઓનાં નામ આપવાસારૂ જરતોશ્તીઓમાંની કોઈ પાંચ ઉમદા ચીજોનાં નામ શોધ્યાં, કે તે એ પાંચ દાહાડાઓ ઉપર લાગુ પાડી શકાએ, અને તેઓને જરતોશતના પાંચ ગાથાનાં નામ સિવાએ બીજાં વધારે માન ભરેલાં પાંચ નામો જડ્યાં નહીં, અને તે સબબથી એ પાચ દાહાડાઓને જરતોશતના બનાવેલા પાંચ ગાથાનાં નામો આપવામાં *આવ્યાં." વળી એ પાંચ ગાથા ગાહામબારને એકુથી વધારે નામે ઓળખેલા છે:—૧ પંજે અંદરગાંન એટલે વચમાંના પાંચ દાહાડા, ઈઆને એક વરસના છેલા મહીના અને તેની પછીના વરસના પેહેલા મહીનાની વચેના પાંચ દાહાડા. ૨ પંજે મેહ એટલે મ્હોટા પાંચ દાહાડા. જાણવું જે ફરવરદેગાનના દશ દાહાડામાંથી પેહેલા પાંચ દાહાડાને પજે કેહ, અને બીજા પાંચ દાહાડાને ઈઆને ગાથાના પાંચ દાહાડાને પંજે મેહ કરીને કેહેછે; પેહેલા પાંચ દાહાડાના કરતાં બીજા પાંચ દાહાડાઓને વધારે મ્હોટા ગણેલા છે. ૩ પંજે અશોઆંન ઈઆને અશો લોકોનાં ફરોહરોના આએ દુનિયાંમાં આવવાના છેલા પાચ દાહાડા. )

* 'જરતોશ્તી અભ્યાસ,' આંક ૧૧ મો, સફે ૨૦૦—૨૦૧.

# વરસના ૭ ગાહામબારને લગતો ખોલાસો.

**૧ મઍદીઓજરેમ. ૨ મઍદીઓશહેમ. ૩ પઍતેશહેમ. ૪ અયાથ્રેમ. ૫ મઍદીઆરેમ. ૬ હમસ્પથ્મએદએમ.**

☞ (ઉપર જણાવેલા ગાહામબારોનો ખોલાસો તથા તેઓની ફસલો અવસ્તા પ્રમાણે નીચે મુજબ સમજવી.)

**૧ મઍદીઓજરેમ.**—એ ગાહામબાર અરદીબેહેશ્ત મહીનાના ખોરશેદ રોજથી શરૂ થાએછે, અને દએ ૫ મેહેર રોજે આખેર થાએછે. એ બોલનો અર્થ "પુર લીલોતરી અથવા ભર વસંત ઋતુનો વખત" એવો થાએછે. એ ગાહામબારના વખત ઉપર ઝાડપાનોમાં રસકસ વધારે હોએછે.

**૨ મઍદીઓશહેમ.**—એ ગાહામબાર તીર મહીનાના ખોરશેદ રોજથી શરૂ થાએછે, અને દએ ૫ મેહેર રોજે આખેર થાએછે. એ બોલનો અર્થ "પુર ગરમીનો વખત" કરીને થાએછે. એ ગાહામબારના વખત ઉપર ખેતરો અનાજથી ભરપુર થઈ રહેલાં હોએછે.

**૩ પઍતેશહેમ.**—એ ગાહામબાર શેહેરેવર મહીનાના આસ્તાદ રોજથી શરૂ થાએછે, અને અનેરાન રોજે આખેર થાએછે. એ બોલનો અર્થ "અનાજ તથા મેવો ઉતારવાનો વખત" થાએછે. ઉતરતી ગરમીમાં જ્યારે અનાજ તથા ફળ પાક્યાં હોએ, અને તે ઉતારવાનો હીંગામ પોંહોંચ્યો હોએ, તે વખતને પઍતેશહેમ ગાહામબાર કહેછે.

**૪ અયાથ્રેમ.**—એ ગાહામબાર મેહેર મહીનાના આસ્તાદ રોજથી શરૂ થાએછે, અને અનેરાંન્ રોજે આખેર થાએછે. એ બોલનો ચોકસ અર્થ હજુર સુધી ઠર્યો નથી. એની સિફતમાં ઈજશ્નેના ૧ લા, ૨ જા તથા ૩ જા હામાં, તેમજ વીસ્પરદના ૧ લા તથા ૨ જા કરદામાં "ફ્રઓઉર્વએશ્લેમ્ વર્ષ્ણિ-હર્શ્ત" એ પ્રમાણે બોલો આવેલા છે. ડાકટર સ્પીગલે એ બોલોનો અર્થ "વધારો કરનાર (તથા) કૌવત આપનાર" કીધો છે. શેઠ ખરશેદજી રૂશતમજી કાંમાજીએ "(ગરમીનો) છેડો લાવનાર તથા ગોશન છોડવનાર" અર્થ કીધો છે, ઈઆને એ ગાહામબારના હીંગામ ઉપર ગરમીનું આખેર થવું તથા કેટલાંએક ચોપગાં જાનવરોમાં શેહેવતનું ઉત્પન્ન થવું થાએછે.

**૫ મઐદીઆરેમ.**—એ ગાહામબાર દએ મહીનાના મેહેર રોજથી શરૂ થાએછે, અને બેહેરાંમ રોજે આખેર થાએછે. એ બોલનો અર્થ "પુર સરદી તથા વરસાદને લીધે ધંધો રોજગાર કમ ચાલ્યાથી માણસને આસાએશ મેળવવાનો વખત" થાએછે.

**૬ હમસ્પથમએદએમ.**—એ ગાહામબાર અસફનદારમદ મહીનો પુરો થયા પછી, ગાથાના પાંચ દાહાડા જે આવેછે તેને કેહેછે. એ બોલનો અર્થ "સરદી તથા ગરમીનું સમતોલ થવું તથા દાહાડાનું રાત તથા દિવસના બે સરખા ભાગમાં વેહેચાઈ જવું, ઈઆને દિવસનું તથા રાતનું બરાબર ૧૨ કલાકની સરખી લંબાઈનું થવું" એવો થાએછે.

---

# બારે મહીનાનાં જશનોની બીના.

## માહ ૧ લો ફરરોખ ફરવરદીન.

**રોજ ૧ લો દાદાર હોરમજદ—નઐારોજ.**
**રોજ ૩ જો અરદીબેહેશ્ત—રપિથ્વન ઇજવાનો દાહાડો.**
**રોજ ૬ ઠો ખોરદાદ—ખોરદાદ સાલનું *જશન.**
**રોજ ૧૯ મો ફરવરદીન—ફરવરદીઆંનનું જશન.**

## માહ ૨ બીજો અરદીબેહેશ્ત અમેશાસ્પંદ.

**રોજ ૩ જો અરદીબેહેશ્ત—અરદીબેહેશ્ત મહીનાનું જશન.**

---

* એ દાહાડાને આપણી દીનને લગતી પાછલી કેતાબોમાં ઘણો મ્હોટો ગણેલો છે, સબબ કે એ દાહાડે કદીમ ઈરાનની તવારીખના સંબંધમાં ઘણા અગત્યના બનાવો બન્યા હતા, તેઓમાંના મુખ્ય નીચે મુજબ છે:—૧–'મષ્ય' તથા 'મષ્યાંન' નામનું આએ દુનિયાંનું સહુથી પેહેલ્લું જોડું દાદાર હોરમજદે પેદા કીધું. ૨—ગયોમરદ નામનો કદીમ ઈરાનનો પેહેલ્લો પાદશાહ જન્મ પામ્યો. ૩—પેશદાદ ખાનદાનનો હોશંગ પાદશાહ પેદા થયો. ૪—તેહેમુરસ જેને 'દીવૂબંદ' કેહેતા હતા તેણે હારેમન તથા દેવોને જેર કીધા. ૫—ફરેદુને પોતાની પાદશાહી પોતાના ત્રણ દીકરાઓને વેહેચી આપી. ૬—સામ નરીમાને એક જબરદસ્ત દેવને માર્યો. ૭—કેખશરૂ પાદશાહે અફરાસીઆબને માર્યો. ૮—કેખશરૂ પાદશાહ પોતાનું તખ્ત છોડીને ગોશેનશીન થયો. ૯—અશો જરતોશ્ત સાહેબ જન્મ પામ્યા. ૧૦—અશો જરતોશ્તને દાદાર હોરમજદની તરફથી દીનની આગાહી તથા પેગમબરી મળી. ૧૧—ગુશ્તાસ્પ પાદશાહે જરતોશ્તી દીન કબૂલ કીધી, ઇત્યાદિ.

અએ હોમ ?[૬૪] હાઉમંદ[૬૬] દુનિયાંમાં[૬૮] પેહેલાં[૬૩] કયાં[૬૧] માણસે[૬૫] તુંને[૬૨] ( ક્રિયાનાં કામમાં અર્પણ કરવાનેમાટે ) કુટ્યો ?[૬૭] તેને[૭૦] શું[૬૯] આશીર્વાદ[૭૧] પ્રાપ્ત થઈ ?[૭૨] તેને[૭૪] શું[૭૩] ફાએદો[૭૬] હાંસેલ થયો ?[૭૫] (૪) ત્યારે[૭૭] તે[૭૯] અશો[૮૨] (તથા) દરદને પછાત નાખનાર[૮૩] હોમે[૮૧] મને[૭૮] પાછો જવાબ આપ્યો[૮૦] કે, વીઘાંમ[૮૪] પેહેલો[૮૬] માણસ[૮૭] ( હતો, ) ( જેણે ) ( આએ ) હાઉમદ[૮૮] દુનિયાંમાં[૯૦] મને[૮૫] ( ક્રિયાનાં કામમાં અર્પણ કરવાનેમાટે ) કુટ્યો;[૮૯] તેને[૯૨] આએ[૯૧] આશીર્વાદ[૯૩] પ્રાપ્ત થઈ,[૯૪] તેને[૯૬] આએ[૯૫] ફાએદો[૯૮] હાસેલ થયો,[૯૭] તે એ કે[૯૯] તેનેમાટે[૧૦૦] એક છોકરો[૧] બુલંદીથી જન્મ *પામ્યો,[૨] જે[૩] જન્મ પામેલાઓમાં[૮] ઘણોજ ખોરેહવાળો[૭] ( તથા ) માણસોમા[૧૦] સુરજનીતરફ †જોનારો[૯] ( તથા ) રૈયતની સારીપેઠે પાસબાની કરનાર[૬] જમશેદ[૪] પાદશાહ[૫] ( હતો ). જેણે[૧૧] આએ ( દુનિયાં )માં[૧૩] ( પોતાની ) પાદશાહીથી[૧૪] પશુ તથા માણસને[૧૬] અમર[૧૫] કીધાં,[૧૨] પાણી તથા ઓરવરને[૧૮] નહી સુકાતાં[૧૭] ( ઈઆને તાજાં ) કીધાં;[૧૨] ( લોકો ) તાજો[૨૧] ખોરાક[૨૦] ‡ખાતાં હતાં.[૧૯]

( ૫ ) નામીચા[૨૪] જમશેદની[૨૨] પાદશાહીમાં[૨૩] (અતિશય) થંડી[૨૬] નહી[૨૫] હતી,[૨૭] ( અતિશય ) ગરમી[૨૯] નહી[૨૮] હતી,[૨૭] બુઢાપો[૩૧] નહી[૩૦] હતો,[૩૨] મોત[૩૪] નહી[૩૩] હતું,[૩૨] દેવની રસમની[૩૭] અદેખાઈ[૩૬] નહી[૩૫] હતી.[૩૨] જેટલી મુદ્દત સુધી[૪૪] વીઘાંમના[૪૮] છોકરા[૪૯] રૈયતની સારીરીતે પાસબાની કરનાર[૪૬] જમશેદે[૪૭] રાજ ચલાવ્યું,[૪૫] (તેટલી મુદ્દત સુધી) બાપ[૪૦] તથા દીકરો[૪૧] બેહુ[૪૩] પંદર ¶વરસના[૩૮] દેખાવમાં[૪૨] ચાલતા હતા.[૩૯]

**( ૬ ) કસે[૫૦]-થ્વાંમ્[૫૧] બિત્યો[૫૨] હુઓમ[૫૩] મષ્યો[૫૪] અસ્તવઇથ્યાઇ[૫૫] હુનૂત[૫૬] ગએથયાઇ;[૫૭] કા[૫૮] અહ્માઇ[૫૯] અષિશ[૬૦] એરેનાવિ,[૬૧] ચિત્[૬૨] અહ્માઇ[૬૩] જસત્[૬૪] આયપ્તેમ.[૬૫] ( ૭ ) આઅત્[૬૬] મે[૬૭] અએમ્[૬૮] પઇતિ-અઓખ્ત[૬૯] હુઓમો[૭૦] અષવ[૭૧] દૂરઓષો,[૭૨] આથ્વ્યો[૭૩] માંમ્[૭૪] બિત્યો[૭૫] મષ્યો[૭૬] અસ્તવઇથ્યાઇ[૭૭] હુનૂત[૭૮]**

---

* ઈઆને તેને ત્યાંહાં એક છોકરો અવતર્યો.

† અથવા સુરજના દેખાવનો, સુરજના જેવો, ઈઆને ઘણો નુરવાળો **સ્વરૂદશ્.**

‡ નાશ નહી પામે એવો (Imperishable) ખોરાક માણસો ખાઈ શકતા હતા ( ડાકટર મિલ્સ ); જમશેદે ખોરાકને ખાતાં ખુટે નહી તેવો બનાવ્યો (પ્રોફેસર દારમેસ્તેતે ); લોકો અખુટ ખોરાક ખાતાં હતાં ( હારલે ).

¶ અસલી ઇરાનીઓમાં પુર જવાની તથા જોબનનો વખત ૧૫ વરસની ઉમરથી ગણાતો હતો. જુઓ તીર યશ્ત, ફકરા ૧૩–૧૪; બેહેરાંમ યશ્ત, ફકરો ૧૭.

ગએથયાઇ;[૭૯] હુ[૮૦] અહ્માઇ[૮૧] અષિશ[૮૨] એરેનાવિ,[૮૩] તન્[૮૪] અ-હ્માઇ[૮૫] જસત્[૮૬] આયપ્તેમ;[૮૭] યત્[૮૮] હે[૮૯] પુથ્રો[૯૦] ઉસ-જયત[૯૧] વીસો[૯૨] સૂરયાઓ[૯૩] થ્રએતઓનો.[૯૪] (૮) *યો[૯૫] જનત્[૯૬] અઝીમ દહાકેમ[૯૭] થ્રિજફ્નેમ,[૯૮] થ્રિકમેરેધેમ,[૯૯] ક્ષ્વશ-અષીમ,[૧૦૦] હજંઘ્ર-યઓક્ષ્તીમ,[૧] અશ-અઓજંઘ્રહેમ,[૨] દએવીમ[૩] દ્રુજેમ,[૪] અઘેમ[૫] ગએથાવ્યો[૬] દ્રવન્તેમ;[૭] યાંમ[૮] અશ-અઓજસ્તેમાંમ[૯] દ્રુજેમ[૧૦] ફ્રચ કેરેન્તત્[૧૧] અંઘ્રો મઇન્યૂશ[૧૨] અવિ[૧૩] યાંમ[૧૪] અસ્તવઇતીમ[૧૫] ગએથાંમ,[૧૬] મહ્રકાઇ[૧૭] અષહે[૧૮] *ગએથનાંમ.[૧૯]

(૬) અએ હોમ[૫૩]! હાડમંદ[૫૫] દુનિયાંમાં[૫૭] બીજા[૫૯] કયા[૫૦] માણ-સે[૫૪] તુંને[૫૨] (ક્રિયાનાં કામમાં અર્પણ કરવાનેમાટે) દુહ્યો?[૫૧] તેને[૫૬] શું[૫૮] આશીર્વાદ[૬૦] પ્રાપ્ત થઈ?[૬૧] તેને[૬૩] શું[૬૧] ફાએદો[૬૫] હાંસેલ થયો?[૬૪] (૭) ત્યારે[૬૬] તે[૬૮] અશો[૭૧] (તથા) દરદને પછાત નાખનાર[૭૨] હોમે[૭૦] મને[૬૭] પાછો જવાબ આપ્યો[૬૯] કે આથવ્યાંન[૭૩] બીજો[૭૫] માણસ[૭૬] (હતો), (જેણે) (આએ) હાડમંદ[૭૭] દુનિયાંમાં[૭૯] મને[૭૪] (ક્રિયાનાં કાંમમાં અર્પણ કરવાને-માટે) દુહ્યો;[૭૮] તેને[૮૧] અએ[૮૦] આશીર્વાદ[૮૨] પ્રાપ્ત થઈ,[૮૩] તેને[૮૫] આએ[૮૪] ફાએદો[૮૭] હાંસેલ થયો,[૮૬] તેએ કે[૮૮] તેનેમાટે[૮૯] (ઈઆને તેને ત્યાહાં) પેહે-લવાંની[૯૩] ખાનદાનનો[૯૨] ફરેદુન[૯૪] (નામનો) એક છોકરો[૯૦] બુલંદીથી જન્મ પાંમ્યો.[૯૧] (૮) જેણે[૯૫] (ઈઆને ફરેદુને) ત્રણ મોહોડાંના,[૯૮] ત્રણ માંથા-ના,[૯૯] છ આંખના,[૧૦૦] હજાર યુક્તિવાળા,[૧] પુશ્કળ જોરેમંદ,[૨] દેવને લગતો[૩] દરૂજ[૪] (તથા) (જે) (આએ) મુલુકોનેમાટે[૬] નુકસાન પોંહોંચાડનાર[૫] દરવંદ[૭] (જે ઝુહાક) (તે) ને[૯૭] મારયો;[૯૬] જે[૮] ઘણાજ જોરેમંદ[૯] દરૂજને[૧૦] (ઈઆને ઝુહાકને) (આએ) હાડમંદ[૧૫] દુનિયાં[૧૬] ઉપર[૧૩] અશોઈનાં[૧૮] મુલુ-કોના[૧૯] નાશનેમાટે[૧૭] અંગ્રેમેન્યુશે[૧૨] પેદા કીધો.[૧૧]

(૯) કસે[૨૦]-ત્વાંમ[૨૧] થ્રિત્યો[૨૨] હઓમ[૨૩] મશ્યો[૨૪] અસ્તવઇ-થ્યાઇ[૨૫] હુનૂત[૨૬] ગએથયાઇ,[૨૭] કા[૨૮] અહ્માઇ[૨૯] અષિશ[૩૦] એરેનાવિ,[૩૧] ચિત[૩૨] અહ્માઇ[૩૩] જસત્[૩૪] આયપ્તેમ.[૩૫] (૧૦) આઅત્[૩૬] મે[૩૭] અએમ[૩૮] પઇતિ-અઓખ્ત[૩૯] હઓમો[૪૦] અષવ[૪૧] દૂરઓષો,[૪૨] થ્રિતો[૪૩] સામનાંમ[૪૪] સેવિશ્તો[૪૫] થ્રિત્યો[૪૬] માંમ[૪૭] મશ્યો[૪૮] અસ્તવઇથ્યાઇ[૪૯] હુનૂત[૫૦] ગએથયાઇ;[૫૧] હુ[૫૨] અહ્માઇ[૫૩] અષિશ[૫૪] એરેનાવિ,[૫૫] તત્[૫૬] અહ્માઇ[૫૭] જસત્[૫૮] આયપ્તેમ;[૫૯]

* "યો જનત્"થી તે એ ફકરાને છેડે ("અષહે ગએથનામ્") સુધીનો ભાગ બેહેરાંમ યશ્તના ૪૦ મા ફકરામાં તથા ગોશ યશ્તના ૧૪મા ફકરામાં બી આવેછે.

**યત્[૬૦] હે[૬૧] પુથ્ર[૬૨] ઉસજયોઇથે[૬૩] ઉર્વાક્ષયો[૬૪] કેરેસાસ્પસચ.[૬૫] તકએષો[૬૬] અન્યો[૬૭] દાતો-રાજો,[૬૮] આઅત્[૬૯] અન્યો[૭૦] ઉપરો-કઇર્યો,[૭૧] યવ[૭૨] ગએસુશ[૭૩] ગધવરો.[૭૪] (૧૧) યો[૭૫] જનત્[૭૬] અઝીમ[૭૭] સ્રવરેમ,[૭૮] યિમ[૭૯] અસ્પો-ગરેમ[૮૦] નરે-ગરેમ,[૮૧] યિમ[૮૨] વીષવન્તેમ[૮૩] જઇરિતેમ;[૮૪] યિમ[૮૫] ઉપઇરિ[૮૬] વીશ[૮૭] અરઓધત્[૮૮] આરેશત્યો[૮૯]-બરેજ[૯૦] જઇરિતેમ;[૯૧] યિમ[૯૨] ઉપ-ઇરિ[૯૩] કેરેસાસ્પો[૯૪] અયંઘ્નહે[૯૫] પિતૂમ[૯૬] પચત.[૯૭] આ રપિથ્વિ-નેમ[૯૮] જરૂવાનેમ,[૯૯] તફસતચ[૧૦૦] હો[૧] મઇર્યો[૨] ખીસતચ;[૩] ફ્રાંશ[૪] અયંઘ્નહે[૫] ફ્રસ્પરત્,[૬] યેષ્યન્તીમ[૭] આપેમ[૮] પરાઓધ્નહાત્;[૯] પરાંશ[૧૦] તર્શ્તો[૧૧] અપ-તચત્[૧૨] નરે-મનાઓ[૧૩] કેરેસાસ્પો.[૧૪]**

(૯) અએ હોમ![૧૩] હાડમંદ[૨૫] દુનિયાંમાં[૨૭] ત્રીજા[૨૨] કયાં[૨૦] માણસે[૨૪] તુંને[૨૧] (ક્રિયાનાં કાંમમાં અર્પણ કરવાનેમાટે) કુટ્યો?[૨૬] તેને[૨૯] શું[૨૮] આશીર્વાદ[૩૦] પ્રાપ્ત થઈ?[૩૧] તેને[૩૩] શું[૩૨] ફાએદો[૩૫] હાંસેલ થયો?[૩૪] (૧૦) ત્યારે[૩૬] તે[૩૮] અશો[૪૧] (તથા) દરદને પછાત નાખનાર[૪૨] હોમે[૪૦] મને[૩૭] પાછો જવાબ આપ્યો[૩૯] કે, સામનાં ખાંનદાનનો[૪૪] ઘણોજ ફાએદો કરનારો[૪૫] *થ્રિત[૪૩] ત્રીજો[૪૬] માણસ[૪૮] (હતો), (જેણે) (આએ) હાડમદ[૪૯] દુનિયાંમાં[૫૧] મને[૪૭] (ક્રિયાનાં કાંમમાં અર્પણ કરવાનેમાટે) કુટ્યો;[૫૦] તેને[૫૩] આએ[૫૨] આશીર્વાદ[૫૪] પ્રાપ્ત થઈ,[૫૫] તેને[૫૭] આએ[૫૬] ફાએદો[૫૯] હાંસેલ થયો,[૫૮] તે એ કે[૬૦] તેનેમાટે[૬૧] (ઇઆને તેને ત્યાહાં) ઉર્વાક્ષ[૬૪] તથા કેરશાસ્પ[૬૫] (નામના) બે છોકરા[૬૨] બુલદીથી જન્મ પામ્યા.[૬૩] (તેઓમાંનો) એક[૬૭] (ઇઆને ઉર્વાક્ષ) †દીનદાર[૬૬] (તથા) ઇનસાફનો રસ્તો †દેખાડનાર[૬૮] (હતો), ત્યારે[૬૯] બીજો[૭૦] (ઇઆને કેરશાસ્પ) જોરેમદ[૭૧] જવાન[૭૨] (ઇઆને જવાનીનાં કૌવતવાળો), ગુચ્છાવાળા બાલસાથનો[૭૩] (તથા) ગુરૂજ રાખનાર[૭૪] (હતો). (૧૧) જેણે[૭૫] (ઇઆને કેરશાસ્પે) ‡સરવર[૭૮] (નામના) સાંપને[૭૭] મારી નાખ્યો,[૭૬] જે[૭૯] (સાંપ) ઘોડાને ગળનારો,[૮૦] માણસને ગળનારો[૮૧] (તથા) લીલાં[૮૪] જેહેરવાળો[૮૩] (હતો); જેનાં[૮૫] (શરીર) ઉપર[૮૬] હાથના અંગોઠા જેટલું[૮૮] ઉંડું[૯૦] લીલું[૮૯] જેહેર[૮૭] વધેલું હતું[૮૮] જેની[૯૨] ઉપર[૯૩] કેરશાસ્પે[૯૪] લોહોડાનાં વાસણમાં[૯૫] ખાણું[૯૬]

* 'થ્રિત' ને પેહેલવીમાં સરીત અને ફારસીમાં અસ્રત કેહેછે.

† અથવા દીનનો રસ્તો બતલાવનાર[૬૬] (ઈઆને દસ્તુર) તથા ધારા ગોઠવનાર[૬૮] (ઈઆને સારા ધારા બાંધનાર), બંદોબસ્ત સ્થાપનાર ન્યાયાધીશ (મિલ્સ).

‡ શીંગડાંવાળા (દારમેસ્તેતે તથા મિલ્સ); સ્રવ (શીંગડું) ઉપરથી.

પકાવ્યું,[97] બપોરની[98] વખતે[99] તે[1] સાંપ[2] ગરમ થયો[100] અને ફુંફારા મારવા લાગ્યો,[3] તથા લોહોડાંનાં વાસણની[4] (તળેથી) (ગુંચરાંમાંથી) બાહાર નીકળી આવ્યો,[5] કે વેહેતાં[7] પાણી તરફ[8] દોડી *જાએ.[6] †બાહાદુર[13] કેરશાસ્પ[14] બીહીને[11] પાછલથી[10] દૂર નાહાસી‡ ગયો.[12]

(૧૨) કસે[15]-થ્વાંમ[16] તૂઇસ્યો[17] હુઓમ[18] મશ્યો[19] અસ્તવઇથ્યાઇ[20] હુનૂત[21] ગએથયાઇ;[22] કા[23] અશ્રાઇ[24] અષિશ[25] એરેનાવિ,[26] ચિત્[27] અશ્રાઇ[28] જસત્[29] આયપ્તેમ.[30] (૧૩) આઅત્[31] મે[32] અએમ[33] પઇતિ-અઓખ્ત[34] હુઓમો[35] અષવ[36] દૂરઓષો,[37] પોઉરૂષસ્પો[38] માંમ[39] તૂઇસ્યો[40] મશ્યો[41] અસ્તવઇથ્યાઇ[42] હુનૂત[43] ગએથયાઇ;[44] હા[45] અશ્રાઇ[46] અષિશ[47] એરેનાવિ,[48] તત્[49] અશ્રાઇ[50] જસત્[51] આયપ્તેમ;[52] યત્[53] હે[54] તૂમ[55] ઉસ્-જયંઘહ,[56] તૂમ[57] એરેજવો[58] જરથુશ્ત્ર,[59] ન્માનહે[60] પોઉરૂષસ્પહે[61] વીદએવો[62] અહુર-ત્કએષો.[63] (૧૪) સૂતો[64] અઇર્યેને વએજહિ[65] તૂમ[66] પઓઇર્યો[67] જરથુશ્ત્ર[68] અહુનેમ વઇરીમ[69] ફ્રસાવયો,[70] વીબેરેથ્વન્તેમ[71] આખ્તુઇરીમ,[72] અપરેમ[73] ખ્રઓજદ્યેહ્[74] ફ્રસૂઇતિ.[75] (૧૫) તૂમ[76] જેમરૂ-ગૂજો[77] આકેરેનવો[78] વીસ્પે[79] દએવ[80] જરથુશ્ત્ર,[81] યોઇ[82] પર અશ્રાત્[83] વીરો-રઓધ[84] અપતયેન,[85] પઇતિ[86] આય[87] જેમા;[88] યો[89] અઓજિશ્તો[90] યો[91] તન્જિશ્તો,[92] યો[93] થ્વક્ષિશ્તો,[94] યો[95] આસિશ્તો,[96] યો[97] અશ-વેરેથ્રજાંસ્તેમો[98] અબવત્[99] મઇનિવાઓ[100] દામાંન્.[1]

(૧૨) અએ હોમ![18] હાડમંદ[20] દુનિયાંમાં[22] ચોથા[17] કયા[15] માણસે[19] તુંને[16] (ક્રિયાનાં કામમાં અર્પણ કરવાનેમાટે) કુટ્યો?[21] તેને[24] શુ[23] આશીર્વાદ[25] પ્રાપ્ત થઈ?[26] તેને[28] શુ[27] ફાએદો[30] હાંસેલ થયો?[29] (૧૩) ત્યારે[31] તે[33] અશો[36] (તથા) દરદને પછાત નાખનાર[37] હોમે[35] મને[32] પાછો જવાબ આપ્યો[34] કે, પોરોશસ્પ[38] ચોથો[40] માણસ[41] (હતો), (જેણે) (આએ) હાડમંદ[42] દુનિયાંમાં[44] મને[39] (ક્રિયાનાં કામમાં અર્પણ કરવાને માટે) કુટ્યો.[43] તેને[46] આએ[45] આશીર્વાદ[47] પ્રાપ્ત

* બાહાર નીકળી આવીને ઉકળતાં પાણીને ઢોળી નાખ્યું (મિલ્સ).

† 'નઇરે-મનાઓ'નો અસલ અર્થ મરદાંનગીવાળા દિલનો-વિચારનો; નરીમાન (પાછલો અર્થ); શાહનામાં પ્રમાણે સામ પેહેલવાનનો બાપ.

‡ જો કે પેહેલાં તે રાક્ષસ જેવા સાંપથી કેરશાસ્પ ચોંકયો, પણ સેવટે તેને ઠાર કીધો. કેરશાસ્પ પેહેલવાનની બાહાદુરી, મહાભારત કાંમો તથા તેનાં સાહસ કર્મો વિશે જુઓ જમીઆદ યશ્તના ફકરા ૪૧—૪૪.

થઈ,[૪૮] તેને[૫૦] આએ[૪૯] ફાએદો[૫૨] હાંસેલ થયો,[૫૧] તે એ કે,[૫૩] તેનેમાટે[૫૪] (ઈઆને તેને ત્યાંહાં) તું[૫૫] બુલંદીથી જન્મ પામ્યો.[૫૬] અએ ખાલેસ[૫૮] જરતોશ્ત![૫૯] તું[૫૭] પોરોશસ્પના[૬૧] ઘેરનો,[૬૦] દેવ (ના તરીકાથી) દુર રેહેનાર[૬૨] (તથા) હોરમજદના તરીકા મુજબ ચાલનાર[૬૩] (છે).

(૧૪) અએ જરતોશ્ત![૬૮] ફેલાએલો[૭૧] (ઈઆને સારી પેઠે જણાએલો) ચાર વખત* ભણાતો[૭૨] †અહુનવર[૬૯] પેહેલવેહેલાં[૬૭] ઈરિનવેજમાં[૬૫] તું[૬૬] (જે) વખણાએલો[૬૪] (તે) ગાઈને ભણ્યો,[૭૦] (અને) ત્યારપછી[૭૩] વધારે મ્હોટે[૭૪] સાદે[૭૫] ગાઈને ભણ્યો.[૭૦] (૧૫) અએ જરતોશ્ત![૮૧] તું[૭૬] બેહુ મીનોની[૧૦૦] પેદાએશમાં[૧] જે[૮૮] ઘણોજ જોરાવર,[૯૦] જે[૯૧] ઘણોજ દૃઢ,[૯૨] જે[૯૩] ઘણો ચાલાક,[૯૪] જે[૯૫] ઘણો જહડપવાળો[૯૬] (તથા) જે[૯૭] ઘણો ફતેહમંદ[૯૮] (અથવા વેરીને ઘણો મારનાર[૯૮]) ‡પેદા થયો,[૯૯] (તેણે) સઘળા[૭૯] દેવો[૮૦] જેઓ[૮૨] હમણાસુધી[૮૩] આએ[૮૭] જમીન[૮૮] ઉપર[૮૬] માણસની સુરતમાં[૮૪] દોડતા હતા,[૮૫] (તેઓને) તેં[૭૬] જમીનમાં ઢંકાએલા[૭૭] ¶કીધા.[૭૮]

**(૧૬) આઅત[૨] અઓખ્ત[૩] જરથુશ્લો,[૪] નેમો[૫] હઓમાઇ.[૬] વંઘ્રહુશ[૭] હઓમો[૮] હુધાતો;[૯] હઓમો[૧૦] અર્શહાતો,[૧૧] વંઘ્રહુશ[૧૨] દાતો,[૧૩] બએષજયો,[૧૪] હુકેરેફ્રશ,[૧૫] હ્વરેશ[૧૬] વેરેથ્રજાઓ,[૧૭] જઇરિ-ગઓનો,[૧૮] નાંમ્યાંસુશ.[૧૯] યથ[૨૦] ખરેન્તે[૨૧] વહિશ્તો,[૨૨] ઉરૂનએચ[૨૩] પાથ્મઇન્યોતેમો.[૨૪] (૧૭) ની[૨૫] તે[૨૬] જાઇરે[૨૭] મધેમ[૨૮] મ્રુયે,[૨૯] ની અમેમ,[૩૦] ની વેરેથ્રઘ્નેમ,[૩૧] ની દસ્વરે,[૩૨] ની બએષજેમ,[૩૩] ની ફ્રદથેમ,[૩૪] ની વરેદથેમ,[૩૫] ની અઓજો[૩૬] વીસ્પોતનૂમ,[૩૭] ની મસ્તીમ[૩૮] વીસ્પો-પએસંઘ્રહેમ;[૩૯] ની તત,[૪૦] યથ[૪૧] ગએથાહ્વ[૪૨] વસો-ક્ષથ્રો[૪૩] ફ્રચરાને,[૪૪] ત્બએષો-તઉર્વાઓ[૪૫] દ્રુજેમવનો[૪૬] (૧૮) ની તત,[૪૭] યથ[૪૮] તઉર્વયેનિ[૪૯] વીસ્પનાંમ[૫૦] ત્બએષવતાંમ[૫૧] ત્બએષાઓ,[૫૨] દએવનાંમ[૫૩] મષ્યાનાંમચ,[૫૪] યાથ્વાંમ[૫૫] પઇરિકનાંમચ,[૫૬] સાથ્રાંમ[૫૭] કઓયાંમ[૫૮] કરફ્નાંમચ,[૫૯]**

* વંદીદાદની ૧૦ મી પરગરદના ૧૨ માં ફકરામાં ચાર વખત ભણાતા ગાથા-ઓમાં અહુનવર બી આવેછે તે ઉપરથી, તથા ઈજશ્નેના ૨૭ મા હામાં હોમ કુટતાં ચાર વખત અહુનવર ભણેછે તે ઉપરથી, 'આખ્તુધરીમ'નો અર્થ "ચાર વખત ભણાતો" થઈ શકે. ચાર વખત રાગના હલકથી ભણીને (મિલ્સ).

† અહુનવરના ખોલાસા તથા ખુબી બાબે જુઓ સફો ૨-૩; સફો ૨૬૯-૨૭૦.

‡ અસલ એબારતમાં એ ક્રિયાપદ ૩ જા પુરૂષમાં છે (અબવત).

¶ ઈઆને દેવોને તથા તેઓની ખરાબીને નાબુદ કરીને દુનિયાંની આબાદીનો માર્ગ તેં ખોલો કીધો. જુઓ ફરવરદીન યશ્ત, ફકરા ૮૭-૯૫.

મઇસ્યનાંમ્ચ[૧૦] બિજંગ્રનાંમ,[૧૧] અપેમ્ઓધ્નાંમ્ચ[૧૨] બિજંગ્રનાંમ,[૧૩] વેહ્રકનાંમ્ચ[૧૪] ચથ્વરે-જંગ્રનાંમ,[૧૫] હ્એનયાઓસ્ચ[૧૬] પેરેથુ-અઇનિકયાઓ,[૧૭] દ્વાંઇથ્યાઓ[૧૮] પતાંઇથ્યાઓ.[૧૯]

(૧૬) ત્યારે[૨] (પેગમબર) જરતોશ્તે[૪] કહ્યું,[૩] નમાજ[૫] (હોજો) હોમને![૬] હોમ[૮] ભલો[૭] (તથા) સારો પેદા કીધેલો[૯] (છે); હોમ[૧૦] સાચ્ચો પેદા કીધેલો,[૧૧] નેક[૧૨] પેદા કીધેલો,[૧૩] તંદરોસ્તી આપનારો,[૧૪] સારાં શરીરનો,[૧૫] સારૂં કાંમ કરનાર,[૧૬] ફતેહમંદ[૧૭] (અથવા વેરીને મારનાર[૧૭]), સોનેરી (અથવા લીલા) રંગનો,[૧૮] નમતી ડાંખળીવાળો[૧૯] (છે). જેમ[૨૦] (તે) પીનારનેમાટે[૨૧] ઘણોજ સરસ[૨૨] (છે), (તેમ) રવાનનેમાટે[૨૩] ઘણોજ મીનોઈ રસ્તો દેખાડનાર[૨૪] (છે). (૧૭) અએ લીલા[૨૭] (હોમ)! તારૂં[૨૬] ડહાપણ,[૨૮] હિમ્મત,[૩૦] ફતેહ,[૩૧] તંદરોસ્તી,[૩૨] તંદરોસ્તીના ઉપાય,[૩૩] આબાદી,[૩૪] વૃદ્ધિ,[૩૫] તમામ શરીરનું[૩૭] કૌવત[૩૬] (તથા) તમામ ચળકાટ ભરેલી[૩૯] *મ્હોટાઈ[૩૮]—એ[૪૦] (સઘળું) હું †માગુંછું,[૨૫-૨૬] કે જેથી કરીને[૪૧] મુલકોમાં[૪૨] સ્વતંત્ર પાદશાહ,[૪૩] ખરાબીને તોડનાર[૪૫] (તથા) દરૂજને મારનારની માફક[૪૬] હું ફરૂં[૪૪] (અથવા અમલ કરૂં[૪૪]). (૧૮) એ[૪૭] (બધું યાને ડહાપણ, હિમ્મત, ફતેહ, તંદરોસ્તી, મ્હોટાઈ ઇત્યાદિ હું માગુંછું), કે જેથી કરીને[૪૮] તમામ[૫૦] દ્વેષ રાખનારાઓની,[૫૧] દેવોની,[૫૩] માણસોની,[૫૪] જાદુગરોની,[૫૫] પરીઓની[૫૬] જુલમગારોની,[૫૭] ‡કીકોની,[૫૮] ‡કરપોની,[૫૯] ¶સાંપની ખસલતના[૬૦] §માણસોની,[૬૧] આશમોગ[૬૨] માણસોની,[૬૩] ચાર પગવાળા[૬૫] વરૂઓની,[૬૪] (તથા) પુષ્કળ પલટનવાળા,[૬૭] ફરેબવાળા[૬૮] (તથા) ધસારો કરી આવનારા[૬૯] લશ્કરની[૬૬]—(એ બધાંઓની) ખરાબીઓને[૫૨] હું તોડું.[૪૯]

(૧૯) ઇમેમ[૭૦] થ્વાંમ[૭૧] પઓઇરીમ[૭૨] યાનેમ[૭૩] હુઓમ[૭૪] જઇદ્યેમિ[૭૫] દૂરઓષ,[૭૬] વહિશ્તેમ અહૂમ[૭૭] અષઓનાંમ[૭૮]

---

* શોભા આપે એવી દરેક પ્રકારની બુદ્ધિ (મિલ્સ); તમામ પ્રકારની વિદ્યા—એલમ (દારમેસ્તેતે).

† અથવા બીજી રીતઃ—અએ લીલા (હોમ)! ડહાપણ, હિમ્મત, ફતેહ તંદરોસ્તી, આબાદી ઇત્યાદિ તારી પાસેથી હું માગુંછું. દરેક 'ની' અભ્યયની પછી 'ગ્રુપે' જોઇએ એમ સમજવું.

‡ એના ખોલાસામાટે જુઓ હોરમજદ યશ્ત, ફકરો ૧૦ મો, નોટ.

¶ ખુની (મિલ્સ); ચોર, લુટારા (દારમેસ્તેતે); ગુનેહગાર (હાશ્લે).

§ 'બિજંગ્ર'નો અસલ અર્થ 'બે પગવાળું.' કદાચ એની મતલબ બે પગું જાનવર હોએ.

રઓચંઘ્રહેમ[79] વીરપી-પ્રાથેમ.[80] ઇમેમ[81] થ્વાંમ[82] બિતીમ[83] યા-નેમ[84] હુઓમ[85] જઇદ્યેમિ[86] દૂરઓષ,[87] દ્વતાતેમ[88] અંઘ્રહાઓસે[89] તન્વો.[90] ઇમેમ[91] થ્વાંમ[92] થ્રિતીમ[93] યાનેમ[94] હુઓમ[95] જઇ-દ્યેમિ[96] દૂરઓષ,[97] દરેઘો-જીતીમ[98] ઉશતાનહે.[99] (૨૦) ઇમેમ[100] થ્વાંમ[1] તૂઇરીમ[2] યાનેમ[3] હુઓમ[4] જઇદ્યેમિ[5] દૂરઓષ,[6] યથ અએષો[7] અમવાઓ[8] થાંફ્યો,[9] ક્ષ્તાને[10] જેમા[11] પઇતિ,[12] હ્મએષો-તઉર્વાઓ[13] દુજેમ-વનો.[14] ઇમેમ[15] થ્વાંમ[16] પુખ્ધેમ[17] યાનેમ[18] હુઓમ[19] જઇદ્યેમિ[20] દૂરઓષ,[21] યથ[22] વેરેથ્રજાઓ[23] વનત્-પિષનો,[24] ક્ષ્તાને[25] જેમા[26] પઇતિ[27] હ્મએષો-તઉર્વાઓ[28] દુજેમ-વનો.[29] (૨૧) ઇમેમ[30] થ્વાંમ[31] ક્ષ્તૂમ[32] યાનેમ[33] હુઓમ[34] જઇદ્યેમિ[35] દૂરઓષ,[36] પઉર્વે[37] તાયૂમ[38] પઉર્વે[39] ગધેમ,[40] પઉર્વે[41] વેહ્રકેમ[42] બૂઇદ્યોઇમઇધે;[43] મા ચિશ[44] પોઉર્વો[45] બઇધ્યએત[46] નો;[47] વીરપે[48] પઉર્વે[49] બૂઇદ્યોઇમઇધે.[50]

(૧૯) અએ દરદને પછાત નાખનાર[79] હોમ![78] તારી પાસેથી[71] પેહેલી[72] બખશેશ[73] (હું) આએ[70] માગુંછું,[75] (તે એ કે) અશો (લોકો)નું[76] નુરમંદ[79] (તથા) તમામ સુખવાળું[80] બેહેશ્ત.[77] અએ દરદને પછાત નાખનાર[87] હોમ![85] તારી પાસેથી[86] બીજી[83] બખશેશ[84] (હું) આએ[81] માગુંછું,[86] (તે એ કે) આએ[89] તનની[90] તંદરોસ્તી.[88] અએ દરદને પ-છાત રાખનાર[97] હોમ![95] તારી પાસેથી[92] ત્રીજી[93] બખશેશ[94] (હું) આએ[91] માગુંછું,[96] (તે એ કે) જીવની[98] લાંબી જીંદગી.[99] (૨૦) અએ દરદને પછાત નાખનાર[6] હોમ![4] તારી પાસેથી[1] ચોથી[2] બખશેશ[3] (હું) આએ[100] માગુંછું,[5] (તે એ કે) (આએ) જમીન[11] ઉપર[12] મુરાદ *પામેલો,[7] હિમ્મત-વાન,[8] તૃપ્ત થયેલો,[9] ખરાબીને તોડનાર[13] (તથા) જુઠાઇને મારનાર તરીકે[14] હું ફરૂં[10] (અથવા અમલ કરૂં[10]). અએ દરદને પછાત નાખનાર[21] હોમ![19] તારી પાસેથી[16] પાંચમી[17] બખશેશ[18] (હું) આએ[15] માગુંછું,[20] (તે એ કે) (આએ) જમીન[26] ઉપર[27] ફતેહમંદ[23] (અથવા વેરીને નાખનાર[23]), લડાઈમાં જીતનાર,[24] દ્વેષને તોડનાર,[28] (તથા) જુઠાને મારનાર તરીકે[29] હું ફરૂં[25] (અથવા અમલ કરૂં[25]). (૨૧) અએ દરદને પછાત નાખનાર[36] હોમ![34] તારી પાસેથી[31] છઠ્ઠી[32] બખશેશ[33] (હું) આએ[30] માગુંછું,[35] (તે એ કે)

* યથ અએષો=યથા-ઇષ્ટમ્=પોતાની મુરાદ મુજબ; ધા. ઇષ્=સં. ઇષ્=ઇચ્છવું.

(હમો) અગાઉથી[૩૭] ચોર વિશે,[૩૮] અગાઉથી[૩૯] ખુની વિશે[૪૦] (તથા) અગાઉથી[૪૧] વરૂ વિશે[૪૨] જાણી શકીએ.[૪૩] હમારી[૪૪] પેહેલાં[૪૫] કોઈ (બીજો) નહીં[૪૬] જાણી શકે;[૪૭] બધું[૪૮] અગાઉથી[૪૯] હમો જાણી શકીએ.[૫૦]

(૨૨) **હુઆમો[૫૧] અએઇબિશ,[૫૨] યોઇ[૫૩] ઉર્વન્તો[૫૪] હિત[૫૫] તક્ષેન્તિ[૫૬] અરેનાઉમ[૫૭] જાવરે[૫૮] અઓજાઓસ્ચ[૫૯] બક્ષઇતિ.[૬૦] હુઆમો[૬૧] આજીજનાઇતિબિશ[૬૨] દધાઇતિ[૬૩] ક્ષએતો-પુથ્રીમ,[૬૪] ઉત[૬૫] અષવ-ફ્રજઇન્તીમ.[૬૬] હુઆમો[૬૭] તએચિત્,[૬૮] યોઇ[૬૯] કુ-તયો[૭૦] નસ્કો-ફ્રસાઓંઘ્રહો[૭૧] આઓંઘ્રહેન્તે,[૭૨] સ્પાનો[૭૩] મસ્તી-મચ[૭૪] બક્ષઇતિ.[૭૫] (૨૩) હુઆમો[૭૬] તાઓસ્ચિત્,[૭૭] યાઓ[૭૮] કઇનીનો[૭૯] આઓંઘ્રહુઇરે[૮૦] દરેઘેમ[૮૧] અઘ્રવો,[૮૨] હુઇથીમ[૮૩].રાધે-મચ[૮૪] બક્ષઇતિ[૮૫] મોષુ[૮૬] જઇધ્યમ્નો[૮૭] હુખ્રતુશ.[૮૮] (૨૪) હુઆમો[૮૯] તેમચિત્[૯૦] યિમ[૯૧] કેરેસાનીમ[૯૨] અપ-ક્ષથ્રેમ[૯૩] નિષાધયત્,[૯૪] યો[૯૫] રઓસ્ત[૯૬] ક્ષથ્રો-કામ્ય.[૯૭] યો[૯૮] દવત[૯૯] નોઇત્[૧૦૦] મે[૧] અપાંમ[૨] આથ્રવ[૩] અઇવિશતિશ[૪] વેરેદ્યે[૫] દંઘહુવ[૬] ચરાત્,[૭] હો[૮] વીસ્પે[૯] વરેધનાંમ[૧૦] વનાત્,[૧૧] ની[૧૨] વીસ્પે[૧૩] વરેધનાંમ[૧૪] જનાત્.[૧૫]**

(૨૨) જેઓ[૫૩] લગામમાં રાખેલા[૫૫] ઘોડાઓને[૫૪] શરતનાં મેદાનમાં[૫૭] દોડાવેછે,[૫૬] તેઓને[૫૨] હોમ[૫૧] જોર[૫૮] તથા કૌવત[૫૯] બખશેછે.[૬૦] જન-નારી *ઓરતોને[૬૨] હોમ[૬૧] ખુબસુરત છોકરાં[૬૪] (અને) વળી[૬૫] અશો ઓલાદ[૬૬] †આપેછે.[૬૩] જે[૬૯] ઘરધણીઓ[૭૦] ‡નુસ્ક ભણવા[૭૧] બેસેછે[૭૨] તે-ઓને[૬૮] હોમ[૬૭] ડહાપણ[૭૩] તથા મ્હોટાઈ[૭૪] બખશેછે.[૭૫] (૨૩) જે[૭૮] કન્યાઓ[૭૯] લાંબો વખતસુધી[૮૧] પરણ્યા વગરની[૮૨] હતી[૮૦] તેઓને,[૭૭] સારી અક્કલવાળો[૮૮] હોમ[૭૬] જેને અરજ કરવામાં આવેછે તે[૮૭] શેતાબીથી[૮૬] સત્ય[૮૩] (અથવા પ્રમાણિક[૮૩]) ખાવંદ[૮૪] આપેછે.[૮૫]

(૨૪) ¶કેરેસાની[૯૨] જે[૯૫] પાદશાહીની મુરાદને લીધે[૯૭] ઘણો મગરૂર થયો હતો,[૯૬] તેને[૯૦] હોમે[૮૯] પાદશાહી ઉપરથી દૂર કરીને[૯૩] નીચે બેસાડ્યો.[૯૪] જે[૯૮] (કેરેસાની) (પોતાની પાદશાહીના વખતમાં) (મગરૂરીથી) (નીચે પ્રમાણે) બોલતો હતો[૯૯]:—હવે પછી[૨] મારા[૧] મુલકમાં[૧] (કોઈ)

* અથવા છોકરા જનવાની ખાહેશ રાખનારી ઓરતોને; બા. જન=સં. जन्.

† એનું ઉલટું જુઓ ઈજશ્નેનો ૧૦ મો હા, ૧૫ મો ફકરો.

‡ 'નુસ્ક' ઈઆને પાક અવસ્તામાં લખાએલાં પુસ્તકો. એની એકંદર સંખ્યા ૨૧ હતી. એના ખોલાસા બાબે જુઓ સફો ૨૧૯ મો.

¶ પ્રોફેસર દારમેસ્તેતે એને સેકનદર સાથે સરખાવેછે.

આશવન[3] ઉસ્તાદ[4] ( જરતોસ્તી ધર્મનો ) ફેલાવો કરવાને[5] ફરે[7] નહી,[100] ( કારણ કે ) તે[8] ( મારા ) તમામ[9] વધારાનો[10] નાશ કરશે,[11] ( તથા ) ( મારી ) તમામ[13] વૃદ્ધિની[14] પાયામાલી કરશે.[12-15]

( ૨૫ ) ઉશ્ત[16] તે,[17] યો[18] આ[19] અઓજંઘહુ[20] વસો-ક્ષથ્રો[21] અહિ[22] હુઓમ.[23] ઉશ્ત[24] તે,[25] અપિવતહે[26] પોઉરૂ-વચાંમ[27] એરેજૂખ્ધનાંમ.[28] ઉશ્ત[29] તે,[30] નોઇત્[31] પઇરિ-ક્રાસ[32] એરેજૂખ્ધેમ[33] પેરેસહિ[34] વાચિમ.[35] ( ૨૬ ) ફ્રા તે[36] મજ્દાઓ[37] બરત્[38] પઉર્વનીમ,[39] અઇવ્યાઓંઘહુનેમ[40] સ્તેહ્રૂપએસંઘહેમ[41] મઇન્યુ-તાશ્તેમ,[42] વંઘઉહીમ[43] દએનાંમ[44] માજદયસ્નીમ.[45] આઅત્[46] અંઘહે[47] અહિ[48] અઇવ્યાસ્તો[49] બરેષ્નુશ[50] પઇતિ[51] ગઇરિ-નાંમ,[52] દ્રાજંઘહે[53] અઇવિધાઇતીશચ[54] પ્રવસ્ત્ય[55] માંથ્રહે.[56] (૨૭) હુઓમ[57] ન્માને-પઇતે[58] વીસ્પઇતે,[59] જન્તુ-પઇતે,[60] દંઘહુ-પઇતે,[61] સ્પનંઘહુ[62] વએધ્યા-પઇતે,[63] અમાઇચ[64] શ્વા[65] વેરેથ્ર-ઘ્નાઇચ,[66] આવોય[67] ઉપ-સુયે[68] તનુયે[69] થ્રિમાઇચ[70] યત્[71] પોઉરૂ-બઓઘ્નહે.[72] ( ૨૮ ) વી[73]-નો[74] ત્બએષવતાંમ[75] ત્બએષબીશ[76] વી[77] મનો[78] બર[79] ગરમન્તાંમ.[80] યો[81] ચિશચ[82] અહ્મિ[83] ન્માને,[84] યો[85] અંઘહે[86] વીસી,[87] યો[88] અહ્મિ[89] જન્તવો,[90] યો[91] અંઘહે[92] દંઘહુવો[93] અએનંઘહાઓ[94] અસ્તિ[95] મષ્યો[96] ગેઉર્વય[97] હે[98] પાધવે[99] જાવરે[100] પઇરિ[1]-ષે[2] ઉષિ[3] વેરેનુઇધિ,[4] સ્કેન્દેમ[5] ષે[6] મનો[7] કૈરેનૂઇધિ.[8] ( ૨૯ ) મા[9] જ્બરેથ્રએઇબ્ય[10] ક્રતુયાઓ,[11] મા[12] ગવએઇબ્ય[13] અશ્રવિ-તૂતુયાઓ,[14] મા[15] જાંમ[16] વએનોઇત્[17] અષિબ્ય,[18] મા[19] ગાંમ[20] વએનોઇત્[21] અષિબ્ય,[22] યો[23] અએનંઘ-હુઇતિ[24] નો[25] મનો[26] યો[27] અએનંઘહુઇતિ[28] નો[29] કેહ્રૂપેમ.[30]

( ૨૫ ) અએ હોમ![23] તુંને[17] મ્હોટાઈ[16] ( અથવા ધન્ય[16]) (હોજો)! (તું) જે[18] પોતાની[19] શક્તિથી[20] પોતાની ખુશી પ્રમાણે રાજ કરનાર[21] છે.[22] ( અએ હોમ !) તુંને[25] મ્હોટાઈ[24] ( હોજો ) સાચ્ચા બોલેલા[26] પુર સખુ-નોને[27] તું પીછાનેછે.[28] ( અએ હોમ ! ) તુંને[30] મ્હોટાઈ[29] ( હોજો )! સાચ્ચા બોલેલા[33] સખુનને[34] આડા અટાડા ( અથવા ઉલટ પાલટ ) સવાલથી[32] તું પુછતો[34] *નથી.[31] ( ૨૬ ) (અએ હોમ !) ( દાદાર ) હોરમજદ[37] સેતારાથી સંગારેલી[39] ( તથા ) મીનોની બનાવેલી[41] કુશ્તી[40] ( તથા ) ભલી[43] માજદ-

* ઈઆને સચ્ચાઈ ઉપર તું શક લઈ જતો નથી.

યસ્ની[૪૫] દીન[૪૪] પેહેલવેહેલાં[૩૯] તારેમાટે[૩૬] લાવ્યા.[૩૮] ત્યારે[૪૯] માંથ્રના[૫૧] ફરમાનો[૫૪] તથા ગાથનો[૫૫] લાંબા વખતસુધી[૫૩] ( ગાવાનેમાટે ), ( ઉપર જણાવેલી ) કુશ્તી બાંધીને[૪૯] પાહાડોનાં[૫૨] મથાળા[૫૦] ઉપર[૫૧] તેં મુકામ કીધેલુ છે.[૪૮] ( ૨૭ ) અએ ઘેરના ધણી,[૫૮] મોહોલ્લાના ધણી,[૫૯] કસબાના ધણી,[૬૦] દેશના ધણી,[૬૧] ( તથા ) ડહાપણે કરીને[૬૨] વિદ્યાના ધણી[૬૩] હોમ ![૫૭] હિમ્મત[૬૪] તથા ફતેહનેમાટે[૬૬] ( તથા ) મારાં[૬૭] તનને[૬૮] પુરતાં આનંદવાળી[૭૨] સુખાકારી ( મળે તે ) ને માટે[૭૦] ( હુ ) તુંને[૬૫] સ્મરણ કરૂંછું.[૬૮] ( ૨૮ ) (અએ હોમ !) દુષ્ટ ( માણસો )ની[૭૫] ખરાબીઓથી[૭૬] હમુને[૭૪] તું દૂર લઈ જા.[૭૩-૭૮] *જેહેરી ( માણસો )ની[૮૦] ( ખરાબીઓથી ) ( મારા ) વિચારને[૭૯] તું દૂર લઈ જા.[૭૩-૭૮] અને જે[૮૧] કોઈ[૮૨] કીનાખોર[૯૪] માણસ[૮૬] આએ[૮૩] ઘેરમાં,[૮૪] જે[૮૫] ( કોઈ ) આએ[૮૬] મોહોલ્લામાં,[૮૭] જે[૮૮] ( કોઈ ) આએ[૮૯] કસબામાં[૯૦] ( તથા ) જે[૯૧] ( કોઈ ) આએ[૯૨] દેશમાં[૯૩] હોએ,[૯૫] તેના[૯૮] બે પગમાંથી[૯૯] ( તું ) જોર[૧૦૦] લઈ લે,[૯૭] તેની[૨] હુશિયારીને[૩] આસપાસ[૧] તું ઢાંકી †નાંખ,[૪] ( તથા ) તેની[૬] વિચાર શક્તિને[૭] ( તું ) તુટેલી[૫] કર.[૮] ( ૨૯ ) જે[૨૩] (શખ્સ) હમારાં[૨૫] મનને[૨૬] નુકસાન કરેછે,[૨૪] જે[૨૭] ( શખ્સ ) હમારાં[૨૯] શરીરને[૩૦] નુકસાન કરેછે[૨૮] ( તેના ) બે પગને[૧૦] ( અએ હોમ ! ) તું શક્તિ આપતો[૧૧] ના,[૯] ( તેના ) બે હાથને[૧૩] કૌવત બખશતો[૧૪] ના,[૧૨] ( તે માણસ ) ( પોતાની ) બે આંખથી[૧૮] જમીનને[૧૬] નહી[૧૫] જોઈ શકે;[૧૭] ( તે માણસ ) ( પોતાની ) બે આંખથી[૨૨] ‡સૃષ્ટિને[૨૦] નહી[૧૯] જોઈ શકે.[૨૧]

**( ૩૦ ) પઇતિ[૩૧] અજ્ઞોઇશ[૩૨] જઇરિતહે[૩૩] સિમહે[૩૪] વીષાવએપહે,[૩૫] કેહ્રૂપેમ[૩૬] નાપેમ્નાઇ[૩૭] અષઓને,[૩૮] હુઓમ[૩૯] જાઇરે,[૪૦] વદ્દરે[૪૧] જઇધિ.[૪૨] પઇતિ[૪૩] ગધહે[૪૪] વીવરેજદ્દવતો[૪૫] ફ્રવીવ્યતો[૪૬] જજરાનો,[૪૭] કેહ્રૂપેમ[૪૮] નાપેમ્નાઇ[૪૯] અષઓને,[૫૦] હુઓમ[૫૧] જાઇરે,[૫૨] વદ્દરે[૫૩] જઇધિ.[૫૪] ( ૩૧ ) પઇતિ[૫૫] મય્યેહે[૫૬] ઢ્વતો[૫૭] સાસ્તર્શ[૫૮] અઇવિ-વોઇજદ્દયન્તહે[૫૯] કમેરેધેમ,[૬૦] કેહ્રૂપેમ[૬૧] નાપેમ્નાઇ[૬૨] અષઓને,[૬૩] હુઓમ[૬૪] જાઇરે,[૬૫] વદ્દરે[૬૬] જઇધિ.[૬૭] પઇતિ[૬૮] અષેમઓઘહે[૬૯] અનષઓનો[૭૦] અહુમ-મેરેન્ચો,[૭૧] અંઘ્રહાઓ[૭૨] દએનયાઓ[૭૩] માસ[૭૪]-વચ[૭૫] દથાનહે,[૭૬] નોઇત[૭૭] ષ્યઓથનાઇશ[૭૮] અપયન્તહે,[૭૯] કેહ્રૂપેમ[૮૦] નાપેમ્નાઇ[૮૧] અષઓને,[૮૨] હુઓમ[૮૩] જાઇરે,[૮૪]**

* 'ઝમેન્તાંમ્' લઇને ગુસ્સાવાળા દુશ્મન (મિલ્સ); જોસ્સાવાળા (દારમેસ્તેતે).

† ઈઆને તેની હુશિયારીને તું મંદ—ઝાંખી કરી નાંખ.

‡ ઈઆને તમામ પેદાએશને. 'ગાંમ'નો અર્થ 'ગાએઢોર' બી થાએછે.

**વદરે[૮૫] જદધિ.[૮૬] (૩૨) પઇતિ[૮૭] જહિકયાઇ[૮૮] યાતુમઇત્યાઇ,[૮૯] મઓધનો-કઇરયાઇ[૯૦] ઉપરતા-બઇરયાઇ,[૯૧] યેંઘહે[૯૨] ક્રક્રવઇતિ[૯૩] મનો,[૯૪] યથ[૯૫] અવ્રેમ[૯૬] વાતો-ધૂતેમ્,[૯૭] કેહરૂપેમ[૯૮] નાપેશ્નાઇ[૯૯] અષઓને[૧૦૦] હુઓમ[૧] જાઇરે[૨] વદરે[૩] જદધિ.[૪] યત્[૫] હે[૬] કેહરપેમ્[૭] નાપેશ્નાઇ[૮] અષઓને,[૯] હુઓમ[૧૦] જાઇરે[૧૧] વદરે[૧૨] જદધિ.[૧૩]**

(૩૦) અશો (માણસા)નાં[૩૮] શરીરને[૩૬] *બંચાવવાનેમાટે[૩૭] લીલા,[૩૩] બીહામણા[૩૪] (તથા) જેહેર ઉત્પન્ન કરનારા[૩૫] સાંપની[૩૨] સાંમે,[૩૧] અએ લીલા[૪૦] હોમ![૩૯] (તું) હથિયાર[૪૧] માર.[૪૨] અશો (માણસ) નાં[૫૦] શરીરને[૪૮] બંચાવવાનેમાટે,[૪૯] ઉલટી રીતે કાંમ કરનાર[૪૫] ઘાતકી[૪૬] (તથા) ઈજા પોંહોંચાડનાર[૪૭] લુટારાની[૪૪] સાંમે,[૪૩] અએ લીલા[૫૨] હોમ![૫૧] (તું) હથિયાર[૫૩] માર.[૫૪] (૩૧) અશો (માણસ)નાં[૬૩] શરીરને[૬૧] બંચાવવાનેમાટે,[૬૨] દરવંદ[૫૭] (ઈઆને દુષ્ટ), જુલમગાર,[૫૮] (તથા) નુકસાન કરનાર[૫૯] માણસનાં[૫૬] માંથાની[૬૦] સાંમે[૫૫] અએ લીલા[૬૫] હોમ![૬૪] (તું) હથિયાર[૬૬] માર.[૬૭] અશો (માણસ)નાં[૮૨] શરીરને[૮૦] બંચાવવાનેમાટે,[૮૧] નાપાક,[૭૦] દુનિયાંને ખરાબ કરનાર,[૭૧] આએ[૭૨] (હોરમજદી જરતોશ્તી) દીનના[૭૩] કલામો[૭૫] મનમાં[૭૪] †યાદ રાખનાર,[૭૬] (પણ તે પ્રમાણે) નહી[૭૭] કાંમ[૭૮] ‡કરનાર[૭૯] (એવી સિફતવાળા) આશ્મોગની[૬૯] સાંમે,[૬૮] અએ લીલા[૮૪] હોમ![૮૩] (તું) હથિયાર[૮૫] માર.[૮૬] (૩૨) અશો (માણસ) નાં[૧૦૦] શરીરને[૯૮] બચાવવાનેમાટે[૯૯] જાદુમદ,[૮૯] મોજમજા ભોગવનારી,[૯૦] (તથા) શેહેવતપરસ્ત[૯૧] બદ ઓરત,[૮૮] જેનું[૯૨] મન[૯૪] પવનથી દોડતાં[૯૭] વાદળાંની[૯૬] માફક[૯૫] ઉડ્યા કરેછે[૯૩] (તેની) સાંમે,[૮૭] અએ લીલા[૨] હોમ![૧] (તું) હથિયાર[૩] માર.[૪] અશો (માણસ)નાં[૬] શરીરને[૭] બંચાવવાનેમાટે,[૮] અએ લીલા[૧૧] હોમ![૧૦] (તું) તેણીને[૯] હથિયાર[૧૨] માર.[૧૩]

(કરદો ૨ જો) (૧) **વિશ[૧] અપાંમ[૨] ઇધ[૩] પતેન્તુ[૪] વી[૫] દએવાઓંઘહો[૬] વી[૭] દએવચો;[૮] વંઘહુશ[૯] સ્રઓષો[૧૦] મિતયતુ,[૧૧] અષિશ વંઘઉહિ[૧૨] ઇધ[૧૩] મિશ્નતુ;[૧૪] અષિશ વંઘઉહિ[૧૫] રામયત્[૧૬] ઇધ[૧૭] ઉપ[૧૮] ઇમત્[૧૯] ન્માનેમ,[૨૦] યત્[૨૧] આહૂઇરિ[૨૨] યત્[૨૩] હુઓમહે[૨૪] અષવજંઘહો.[૨૫]** (૨) **ક્રતરેમચિત્[૨૬] તે[૨૭] હુવનેમ[૨૮] વચ[૨૯]**

---

* અસલ અર્થ 'અશો (માણસ)નેમાટે (તેનું) શરીર બચાવવાસારૂ;' 'નાપેશ્નાઇ' બોલનો ધાતુ સંસ્કૃત **નશ્=**જોખમ-ખાસ્તીમાંથી મોકળું કરવું.

† અથવા દીનના વિચાર તથા કલામને યાદ રાખનાર (દ્વંદ્વ સમાસ).

‡ અસલ અર્થ કામોને નહી પોંહોંચાડનાર; ધાતુ અપ્=સં. **આપ્=**પોંહોંચવું.

ઉપ-સ્તઓમિ[૩૦] હુખ્રત્વો,[૩૧] યો[૩૨] આંસુશ[૩૩] હુંગેઉર્વયઇતિ,[૩૪] ઉ-પરેમચિત્[૩૫] તે[૩૬] હુવનેમ[૩૭] વચ[૩૮] ઉપ-સ્તઓમિ[૩૯] હુખ્રત્વો[૪૦] યહ્મિ[૪૧] નિઘ્ને[૪૨] નર્શ[૪૩] અઓજંઘહુ.[૪૪] ( ૩ ) સ્તઓમિ[૪૫] મએઘ-મ્ચ[૪૬] વારેમચ,[૪૭] યા[૪૮] તે[૪૯] કેહ્રૂપેમ[૫૦] વક્ષયતો,[૫૧] બરેષ્નુશ[૫૨] પઇતિ[૫૩] ગઇરિનાંમ;[૫૪] સ્તઓમિ[૫૫] ગરયો[૫૬] બેરેજન્તો,[૫૭] યથ[૫૮] હુઓમ[૫૯] ઉરુરૂદ્ધુષ.[૬૦] (૪) સ્તઓમિ[૬૧] ઝાંમ[૬૨] પેરેથ્વીમ[૬૩] પથનાંમ[૬૪] વેરેજયંઘ્રહુવાંમ[૬૫], ખાપરાંમ[૬૬] બરેથ્રીમ[૬૭] તે[૬૮] હુઓમ[૬૯] અષાઉમ;[૭૦] સ્તઓમિ[૭૧] જેમો[૭૨] યથ[૭૩] રઓધહે[૭૪] હુબઓઇધિશ[૭૫] અઉર્વો[૭૬] ચરાનેમ.[૭૭] ઉત[૭૮] મજદાઓ હુ-રૂદ્મ[૭૯] હુઓમ[૮૦] રઓસે[૮૧] ગરૂ[૮૨] પઇતિ;[૮૩] ઉત[૮૪] ક્રાધએષ[૮૫] વિશ-પથ;[૮૬] હુઇથીમચ[૮૭] અષહે[૮૮] ખાઓ[૮૯] અહિ.[૯૦] ( ૫ ) વરેહ્વંઘ્રઉહુ[૯૧] મન[૯૨] વચ,[૯૩] વીસ્પેસચ[૯૪] પઇતિ[૯૫] વરેષજીશ,[૯૬] વીસ્પેસચ[૯૭] પઇતિ[૯૮] ક્રસ્પરેધે,[૯૯] વીસ્પેસચ[૧૦૦] પઇતિ[૧] ક્રવાક્ષે.[૨] **મન વચ વીસ્પેસચ પઇતિ વરેષજીશ, વીસ્પેસચ પઇતિ ક્રસ્પરેધે, વીસ્પેસચ પઇતિ ક્રવાક્ષે.**

( ૧ ) હવે પછી[૨] હઇથી[૩] દેવો[૬] ( તથા ) *દેવીઓ[૮] †દૂર[૭] નાહાસી જાએ ![૪] ભલી[૯] તાબેદારી[૧૦] ( અથવા ભલી[૯] સરોશ ઇજિદ[૧૦] ) ( અહિંયાં ) મુકામ કરે ![૧૧] અહિયા[૧૩] ‡અશિશવઘ[૧૨] ( ફરેશ્તો ) રેહે ![૧૪] આએ[૧૯] ઘેર[૨૦] કે જે[૨૧] હોરમજદી[૨૨] ( તથા ) જે[૨૩] અશોઈનું કૌવત ¶આપનાર[૨૫] હોમનું[૨૪] ( છે તેમાં ) અશિશવંઘ[૧૫] ખુશાલી ( અથવા સુખ ) બખશે.[૧૬] ( ૨ ) અએ સારી અક્કલવાળા[૩૧] ( હોમ )! તારા[૨૭] $પેહેલાં[૨૬] નીચવવાનાં કામને[૨૮] (બં-દગીના ) કલામથી[૨૯] હું વખાણુંછું,[૩૦] કે જે[૩૨] ( વખતે ) ડાંખળી[૩૩] પકડવામાં આવેછે.[૩૪] અએ સારી અક્કલવાળા[૪૦] ( હોમ )! તારાં[૩૬] $બીજા[૩૫] નીચવવાનાં કાંમને[૩૭] ( બંદગીના ) કલામથી[૩૮] હું વખાણુંછું,[૩૯] કે જે (કાંમ)માં[૪૧] મરદનાં[૪૩] કૌવતથી[૪૪] (દેવોને) હુ મારૂં ![૪૨] ( ૩ ) ( હું ) વાદળાંને[૪૬] તથા વરસાદને[૪૭] વખાણુંછું,[૪૫] કે જે[૪૮] તારાં[૪૯] શરીરને[૫૦] પાહાડોનાં[૫૪] મથાળાં[૫૨] ઉપર[૫૩] વધારેછે;[૫૧] બુલંદ[૫૭] પાહાડો[૫૬] કે જયાંહાં,[૫૮] અએ હોમ ![૫૯] તું ઉગેછે,[૬૦]

* દેવ-પરસ્ત ( દારમેસ્તેતે ); દેવના દોસ્તો—મળતીઆ ( પેહેલવી ).

† એ ફકરાની શરૂઆતનો 'વિશ્' બોલ બી 'વી' નું બીજુ રૂપ છે.

‡ અશિશવંઘ ફરેશ્તો ખજાના, સુખ તથા પરહેજગારીઉપર મવક્કોલ છે.

¶ અષવજંઘ્રહો બોલના ખોલાસાબાબે જુઓ ૩૩૪ મા સફાની પેહેલ્લી નોટ.

$ પેહેલવી ઉપરથી. હોમ કુટવાની હાવનીમ ( ખાણુણી ) તથા હાલો (બતો) એ બે જુદી ચીજ ગણીને, પ્રોફેસર દારમેસ્તેતે 'ક્તરેમચિત્ હવનેમ' નો અર્થ 'નીચેની હાવન' ઈઆને હાવનીમ અને 'ઉપરેમચિત્ હવનેમ' નો અર્થ 'ઉપ-રની હાવન' ઈઆને હાલો કરેછે.

( તેઓને ) હું વખાણુંછું.[૫૫] (૪) અએ અશો[૭૦] હોમ![૬૯] તારી[૬૮] બર-દાસ્ત કરનારી[૬૬] માતા[૬૭] ( કે જે ) વિસ્તારવાળી,[૬૩] બોહોળી[૬૪] ( અને ) ફળદ્રુપ[૬૫] જમીન ( તે )ને[૬૨] હું વખાણુંછું.[૬૧] જમીનના જુદા જુદા ભાગોને[૭૨] હું વખાણુંછું,[૭૧] કે જ્યાંહાં[૭૩] ખેતરોનીઉપર[૭૭] ( તારો ) નામીચો[૭૬] સુગંધ પાંથરતું[૭૫] તું ઉગેછે.[૭૪] વળી[૭૮] હોરમજદની સારી પેદાએશ તરીકે,[૭૯] અએ હોમ![૮૦] પાહાડ[૮૨] ઉપર[૮૩] તું ઉગેછે.[૮૧] ( અએ હોમ! ) વળી[૮૪] પક્ષિના રસ્તા તરફ[૮૬] તું વધ.[૮૫] ખરેખર[૮૭] ( તું ) અશોઈનુ[૮૮] *મૂળ[૮૯] છે[૯૦] (૫) મારી[૯૨] (બંદગીના) કલામ (ની બરક્કત)થી,[૯૩] ( અએ હોમ !) (તારાં) તમામ[૯૪] થડ[૯૬] માં,[૯૫] તમામ[૯૭] ડાંખળીઓ[૯૯] માં[૯૮] તથા તમામ[૧૦૦] પીલા[૨] માં[૧] તું વધ.[૯૧]

**( ૬ ) હુઓમો[૩] ઉક્ષ્યેઇતિ[૪] સ્તવનો,[૫] અથ[૬] ના[૭] યો[૮] દિમ્[૯] સ્તઓઇતિ[૧૦] વેરેથ્રજાંસ્તરો[૧૧] બવઇતિ.[૧૨] નિતેમચિત્[૧૩] હુઓમ[૧૪] હુઇતિશ,[૧૫] નિતેમચિત્[૧૬] હુઓમ[૧૭] સ્તૂઇતિશ,[૧૮] નિતેમચિત્[૧૯] હુઓમ[૨૦] ખરેતિશ,[૨૧] હજંઘ્રરૂઘ્નયાઇ[૨૨] અસ્તિ[૨૩] દએવનાંમ.[૨૪] (૭) નસ્યેઇતિ[૨૫] હથ્ર[૨૬] ક્રકેરેસ્ત[૨૭] અહાત્[૨૮] હચ[૨૯] ન્માનાત્[૩૦] આહિતિશ,[૩૧] યથ્ર[૩૨] બાધ[૩૩] ઉપાજઇતિ,[૩૪] યથ્ર[૩૫] બાધ[૩૬] ઉપ-સ્તઓઇતિ,[૩૭] હુઓમહે[૩૮] બએષજયેહે[૩૯] ચિથ્રેમ,[૪૦] દસ્વરે[૪૧] બએષજેમ[૪૨] અહે[૪૩] વીસે[૪૪] ઉત[૪૫] મએથનેમ.[૪૬] (૮) વીસ્પે[૪૭] જી[૪૮] અન્યે[૪૯] મધાઓંઘ્રહો[૫૦] અએષ્મ[૫૧] હચિન્તે[૫૨] ખ્રવી-દ્રવો;[૫૩] આઅત્[૫૪] હો[૫૫] યો[૫૬] હુઓમહે[૫૭] મધો[૫૮] અષ[૫૯] હચઇતે[૬૦] ઉર્વાસ્મન.[૬૧] રેનજઇતિ[૬૨] હુઓમહે[૬૩] મધો.[૬૪] યો[૬૫] યથ[૬૬] પુથ્રેમ[૬૭] તઉરૂનેમ[૬૮] હુઓમેમ[૬૯] વન્દએત[૭૦] મષ્યો,[૭૧] ફ્રા-આષ્યો[૭૨] તનુભ્યો[૭૩] હુઓમો[૭૪] વીસઇતે[૭૫] બએષજાઇ.[૭૬]**

( ૬ ) ( હોમની ) વખાણ કરવામાં આવેછે ત્યારે[૫] હોમ[૩] ઉગેછે,[૪] એટલામાટે[૬] જે[૮] શખ્સ[૭] તેને[૯] વખાણેછે[૧૦] ( તે ) ઘણો ફતેહમંદ[૧૧] થાએ-છે.[૧૨] અએ હોમ![૧૪] ( તારૂં ) સઉથી થોડું[૧૩] નીચવીને રસ કાહાડવાનું કાંમ,[૧૫] અએ હોમ![૧૭] ( તારી ) સઉથી થોડી[૧૬] વખાણ,[૧૮] અએ હોમ![૨૦] ( તારૂં ) સઉથી ઓછું[૧૯] પીવું[૨૧] ( એ ) દેવોનો[૨૪] હજાર ઘણો નાશ[૨૨] †છે.[૨૩] (૭) જે જે જગાએ[૩૨] તંદરોસ્તી આપનાર[૩૯] હોમને[૩૮] ( કોઈ )

* વેદિક ऋतस्य खा ( દારમેસ્તેતે ). સચ્ચાઈના ઝરા ( મિલ્સ ). એની મુકાબેલ જુઓ બેહેરામ યશ્તનો ૧૧ મો કરદો ( એરેજાઇશ ખાઓ. )

† ઈઆને ક્રિયાની રીતે હોમને છુંદીને તથા નીચવીને તૈયાર કીધાથી, તેની ખુબીઓ ગાવાથી, તથા તેને પીધાથી દરદ ઇત્યાદિ દફે થઈ જાએછે.

ખચીત[૩૩] લઇ જાએછે,[૩૪] (તથા) જે જે જગાએ[૩૫] (કોઈ) ખચીત[૩૬] (તેને) વખાણેછે,[૩૭] તે[૩૮] ઘેર[૩૦] માંથી[૩૯] (દેવોથી) ઉત્પન્ન થએલી[૪૦] (તમામ) ગલીચી[૩૧] એકદમ[૩૬] નાબુદ થઈ જાએછે,[૩૫] (તથા) તેનાં[૪૩] ખાંનદાનમાં[૪૪] તેમજ[૪૫] (તેનાં) મુકામમાં[૪૬] જાહેર રીતે[૪૦] સુખ[૪૧] (તથા) તંદરોસ્તી[૪૨] (આવેછે). (૮) કારણકે[૪૮] બીજી[૪૬] તમામ[૪૭] (જાતની) કેફ[૫૦] ઘાતકી હથિયારવાળા[૫૩] એશમ (દેવ)ને[૫૧] માર્ગે ચલાવેછે;[૫૨] પણ[૫૪] હોમની[૫૭] જે[૫૬] કેફ[૫૮] તે[૫૫] ખુશાલી[૬૧] (તથા) પવિત્રાઇને[૫૯] માર્ગે ચલાવેછે.[૬૦] હોમની[૬૩] કેફ[૬૪] (આપણને) ચપળ કરેછે.[૬૨]

ખોલાસો:—(એની મતલબ એ કે, બધી જાતના શરાબો તથા કેફી ચીજો લીધાથી મગજને ઉસકેરીને જોસ્સો તથા ગુસ્સો ઉત્પન્ન કરેછે, જેથી ખરાબી નીપજેછે; પણ ક્રિયાની રૂયે તૈયાર કીધેલો હોમનો રસ પીધાથી ઉત્પન્ન થતી કેફ ઘણી ખુશ હોએછે, અને તેની ખુશ ખુશાલીમાં નેક તથા સારાં કાંમો કરવાને માણસને ઉસકેરેછે.)

જે[૬૫] માણસ[૭૧] હોમને[૬૬] (પોતાના) જવાન[૬૮] દીકરાની[૬૭] માફક[૬૬] *વખાણેછે,[૭૦] (તેને) તંદરોસ્તી આપવાસારૂં[૭૬] (તે) હોમ[૭૪] તેનાં[૭૨] તનમાં[૭૩] દાખલ થાએછે.[૭૫]

**(૯) હુઓમ[૭૭] દજદિ[૭૮] મે[૭૯] બએષજનાંમ,[૮૦] યાબ્યો[૮૧] અહિ[૮૨] બએષજદાઓ;[૮૩] હુઓમ[૮૪] દજદિ[૮૫] મે[૮૬] વારેથ્રધ્નનાંમ,[૮૭] યાબ્યો[૮૮] અહિ[૮૯] વેરેથ્ર-તઉર્વાઓ.[૯૦] ફ્રા તે[૯૧] વીસાઇ[૯૨] ઉર્વેથો[૯૩] સ્તઓત,[૯૪] ઉર્વથમ[૯૫] સ્તઓતારેમ[૯૬] વંઘ્રહુંઘ્રહેમ[૯૭] દધો[૯૮] અઓખ્ત[૯૯] અહુરો મજદાઓ[૧૦૦] યથ[૧] અષેમ[૨] યત્[૩] વહિશ્તેમ.[૪] (૧૦) અઉર્વન્તેમ[૫] થ્વા[૬] દામિધાતેમ[૭] બધો[૮] તતષત્[૯] હુવાપાઓ;[૧૦] અઉર્વન્તેમ[૧૧] થ્વા[૧૨] દામિધાતેમ[૧૩] બધો[૧૪] નિદથત્[૧૫] હુવાપાઓ,[૧૬] હરઇથ્યો[૧૭] પઇતિ[૧૮] બરેજયાઓ.[૧૯] (૧૧) આઅત્[૨૦] થ્વા[૨૧] અથ્ર[૨૨] સ્પેન્ત ફ્રદક્ત[૨૩] મેરેઘ[૨૪] વીજવંચ[૨૫] વીબરેન્;[૨૬] અવિ[૨૭] ઇશ્કત[૨૮] ઉપાઇરિ-સએન,[૨૯] અવિ[૩૦] સ્તએર[૩૧] સ્તરેસાર,[૩૨] અવિ[૩૩] કુસ્રાધ[૩૪] કુસ્રો-પતાધ,[૩૫] અવિ[૩૬] પવ્રાન[૩૭] વિશ-પથ,[૩૮] અવિ[૩૯] સ્પિત-ગઓન[૪૦] ગઇરિ.[૪૧]**

(૯) અએ હોમ![૭૭] તંદરોસ્તીના ઉપાયો[૮૦] જેનેમાટે[૮૧] તંદરોસ્તી આપનાર તરીકે[૮૩] તું (જણાએલો) છે[૮૨] (તે તું) મને[૭૯] આપ.[૭૮] અએ હોમ![૮૪]

* લાડ—મોહોબત દેખાડેછે (મિલ્સ); ચાલ ચલાવેછે, ગણેછે (દારમેસ્તેત).

ફતેહનાં સાધનો[૮૭] જેનેમાટે[૮૮] વેરીને તોડનાર તરીકે[૯૦] તું (જણાએલો) છે[૮૯] (તે તું) મને[૮૬] આપ.[૮૫] (અએ હોમ) તારો[૯૧] સ્નેહી[૯૩] (અથવા ફીદા થયેલો[૯૩]) સ્તુતિ ગાનાર[૯૪] હું થઈશ,[૯૨] (કારણ કે) હોરમજદે[૧૦૦] સ્નેહી[૯૫] સ્તુતિ કરનારને[૯૬] અષ વહિશ્તના[૨-૪] કરતાં[૧] વધારે ભલી[૯૭] પેદાએશ[૯૮] કહેલી છે.[૯૯] (૧૦) કેરફ્રેગર[૧૦] સાહેબે[૮] તુંને[૬] ચાલાક[૫] (તથા) ડહાપણ બખશનારો[૭] બનાવ્યોછે;[૯] કેરફ્રેગર[૧૧] સાહેબે[૧૪] તુંને[૧૨] અલબુર્જ (પાહાડ) ની[૧૭-૧૯] ઉપર[૧૮] ચાલાક[૧૧] (તથા) ડહાપણ બખશનાર તરીકે[૧૩] મુકરર કીધોછે.[૧૫] (૧૧) પછી[૨૦] ત્યાંહાંથી[૨૨] સારા સગન *લાવનારાં[૨૩] પક્ષિઓ[૨૪] તુંને[૨૧] (અએ હોમ!) બધી દિશાએ[૨૫] લઈ ગયાં.[૨૬]

**ખોલાસો:**—(તે જગા કેઈ કેઈ તે વિશે નીચે જણાવેછે.)

ઇશ્કત[૨૮] (તથા) (મેહે) પાર્સિન[૨૯] (નામના પાહાડ) તરફ,[૨૭] સેતારાને લાગે એવા ઉંચા[૩૨] સ્તએર[૩૧] (નામના પાહાડ) તરફ,[૩૦] કુસ[૩૪] (તથા) કુસ નામના (પહાડ) ના રસ્તા[૩૫] તરફ,[૩૩] ફક્ત પક્ષિ જઈ શકે એવા સાંકડા રસ્તાવાળા[૩૮] પવ્રાન[૩૭] (નામના પાહાડ) તરફ,[૩૬] તથા સ્પિત-ગએોન[૪૦] (નામના) †પાહાડ[૪૧] તરફ[૩૯]—(એ જગાઓ તરફ) સગન લાવનારા[૨૩] પક્ષિઓ,[૨૪] (અએ હોમ!) તુંને લઈ ગયાં.[૨૬]

**(૧૨) આઅત્[૩૭] આહુવ[૩૮] પઉર્વતાહુવ[૩૯] પોઉરૂ-સરેધો[૪૦] વીરઓધહે,[૪૧] હુઓમો[૪૨] ગઓમ[૪૩] જઇરિ-ગઓનો;[૪૪] આતે[૪૫] બએષજ[૪૬] ઇરીરિથરે[૪૭] વંઘ્રહેઉશ મનંઘ્રહો[૪૮] મયાબ્યો.[૪૯] આઅત[૫૦] મે[૫૧] અહે[૫૨] દુશ-સંઘ્રહહે[૫૩] પરાચ વએપય[૫૪] મનો;[૫૫] આઅત્[૫૬] અહે[૫૭] ની[૫૮] મનો[૫૯] મનો,[૬૦] યો[૬૧] મે[૬૨] દુશ-સંઘ્રહો[૬૩] હિશ્તઇતે.[૬૪]**

(૧૨) અએ ‡લિજ્જતદાર[૪૩] તથા સોનેરી રંગના[૪૪] હોમ![૪૨] ત્યારે[૩૭] આએ[૩૮] (ઉપર જણાવેલી) ઉંચી જગાઓ ઉપર[૩૯] પુષ્કળ જાતમાં[૪૦] તું ઉગેછે;[૪૧] બહમનની[૪૮] ખુબીઓ (અથવા કરામતો) થી[૪૬] તંદરોસ્તી

* અથવા ખુશ ખબર લાવનાર, પવિત્ર નિશાનવાળાં (અસલ અર્થ).

† પ્રોફેસરો હારલે તથા દારમેસ્તેતે પ્રમાણે. ડાકટર સ્પીગલે તથા રેવરંડ મિલ્સે એ બોલોના નીચે મુજબ અર્થ કીધા છે:—ઇશ્કત=શિખર; ઉપાઇરિસએન=ગરૂડ પક્ષિ ઉડી શકે તેના કરતાં વધારે ઉંચુ; સ્તએર=ટેકરી; કુસ=પાહાડના ખો. પવ્રાન=ઉંચી જગા. સ્પિત ગએોન ગઇરિ=સફેદ રંગનો પાહાડ, ધુમસ તથા વાદળાંથી ઢંકાએલો પાહાડ. જુઓ સ્પિતવરેનાઓસ્ચ (જમ્યાદ યશ્ત, ફકરો ૬ ઠો).

‡ દારમેસ્તેતે; દુધ જેવા સફેદ (રેવરંડ મિલ્સ); મિઠા (ડાકટર સ્પીગલ); પુષ્કળ રસવાળા (પ્રોફેસર હારલે).

આપનારી ખાસિયતો[૪૪] તારામાંથી[૪૫] ઉત્પન્ન *થાએછે.[૪૭] ત્યારે[૫૦] મારી[૫૧] તે[૫૨] બદગોઈ કરનારની[૫૩] વિચાર શક્તિને[૫૫] તું †નાશ કર;[૫૪] (તથા) જે[૬૧] (શખ્સ) મારી[૬૨] બદગોઈ કરનાર તરીકે[૬૩] ઉભો રેહેછે[૬૪] (ઇઆને મારી નાલેશી કર્યા કરેછે), "તેની[૫૭] વિચાર શક્તિને[૬૦] (તું) નીચે[૫૮] દાબી ‡નાખ."

(૧૩) નેમો[૬૫] હુઓમાઇ[૬૬] યત્[૬૭] કેરેનઓઇતિ[૬૮] દ્રિઘએ-શ[૬૯] હુવત્-મસો[૭૦] મનો,[૭૧] યથ[૭૨] રએવસ્તેમહેચિત્;[૭૩] નેમો[૭૪] હુઓમાઇ,[૭૫] યત[૭૬] કેરેનઓઇતિ[૭૭] દ્રિઘઓશ[૭૮] હુવત્-મસો[૭૯] મનો,[૮૦] યત્[૮૧] ઉસ્નાંમ્[૮૨] અઓઇતિ[૮૩] વઓધ્ય.[૮૪] પોઉરૂ-નરેમ[૮૫] તૂમ[૮૬] કેરેનૂષિ[૮૭] સ્પન્યંઘ્રહેમ[૮૮] ચિસ્તિવસ્તરેમ,[૮૯] યસે[૯૦]-તે[૯૧] બાધ,[૯૨] હુઓમ[૯૩] જાઇરે,[૯૪] ગવ[૯૫] ઇરિસ્તહે[૯૬] બક્ષઇતિ.[૯૭] (૧૪) મા[૯૮] મે[૯૯] યથ[૧૦૦] ગાઉશ[૧] દ્રફ્ષો[૨] આસિતો[૩] વારેમ[૪] અચઇરે.[૫] ફ્રષ[૬] ફ્રયન્તુ[૭] તે[૮] મધો,[૯] વેરેજ્યંઘ્રઉહ્રાઓંઘ્રહો[૧૦] જસેન્તુ.[૧૧] પ-ઇરિ[૧૨]-તે,[૧૩] હુઓમ[૧૪] અષાઉમ્[૧૫] અષવાજો,[૧૬] દધાંમિ[૧૭] ઇમાંમ[૧૮] તનૂમ,[૧૯] યા[૨૦] મે[૨૧] વઓનઇતે[૨૨] હુરઓધ[૨૩] (૧૫) અવંઘ્રહરે-જાંમિ[૨૪] જન્યઓઇશ[૨૫] ઊનાંમ[૨૬] મઇરયયાઓ[૨૭] એવીતો-ખરેધ-યાઓ,[૨૮] યા[૨૯] મઇન્યેઇન્તિ[૩૦] દવયેઇન્તિ[૩૧] આથ્રવનેમચ[૩૨] હુઓ-મેમચ[૩૩] હા[૩૪] યા[૩૫] દસ[૩૬] અપનસ્યેઇતિ.[૩૭] યા[૩૮] તત્[૩૯] યત્[૪૦] હુઓમહે[૪૧] દઓનો[૪૨] નિગાઓંઘ્રહેન્તિ[૪૩] નિશહિધઇતિ,[૪૪] નો-ઇત્[૪૫] તાંમ[૪૬] આથ્રવો-પુથ્રીમ[૪૭] નઓધ[૪૮] દસ્તિ[૪૯] હુપુથ્રીમ.[૫૦]

(૧૩) હોમને[૬૬] નમાજ[૬૫] (હોજો)! કે જે[૬૭] દરવીશના[૬૯] મનને[૭૧] સઉથી તવંગર (માણસ)નાં[૭૩] જેટલું મ્હોટું[૭૦] કરેછે.[૬૮] હોમને[૭૫] નમાજ[૭૪] (હોજો)! કે જે[૭૬] દરવીશના[૭૮] મનને[૮૦] એટલું બુલંદ[૭૯] કરેછે,[૭૭] કે[૮૧] (તે) વિદ્યાને લીધે[૮૪] ઉંચે[૮૨] જાએછે[૮૩] (ઇઆને બુલંદ વિચાર કરેછે). અએ પીળા[૯૪] હોમ![૯૩] જે કોઈ[૯૦] તુંને[૯૧] ખચીત[૯૨] ગાએમાંથી[૯૫] નીક-

* દીનદાર માણસોની વહી (inspiring) ને માટે તંદરોસ્તી આપનારી પ્રવાહી તારામાથી નીકળેછે (રેવરંડ મિલ્સ).

† અસલ અર્થ 'બીખમાથી ઉખેડી કાહાડ' (ધાતુ પર-વિપ્).

‡ પ્રોફેસર હારલે. એ વિદ્વાન 'ની મનો મનો'ને બદલે 'વી નમ મનો' લેવાને દરસ્ત ધારેછે. 'વી નમ' ઇઆને તું વાકું વાળ-દાબ (આજ્ઞાર્થે); ધાતુ મન.

ળતી ચીજ[૯૧] ( ઈઆને જુવામ ) અર્પણ *કરેછે[૯૦] ( તેને ) તું[૮૯] નરથી ભરપુર,[૮૫] વધારે ડહાપણવાળો[૮૮] તથા જ્ઞાનવાળો[૮૬] કરેછે.[૮૭]

( ૧૪ ) "વરસાદમાં દુધનાં ટીપાની માફક મારી આગળથી ( અએ હોમ ! ) તું એકાએક ગુમ થઈ જતો ના.†" તારા[૮] તંદરોસ્તીના ઉપાયો[૯] આગળ[૬] વધે[૭] ( તથા ) અસરકારક રીતે[૧૦] ( હમુને ) પોંહોંચે ![૧૧] અએ અશો[૧૫] ( તથા ) અશોઈનુ કૌવત આપનારા[૧૬] હોમ ![૧૪] આએ[૧૮] ( મારૂં ) શરીર[૧૯] કે જે[૨૦] મને[૨૧] ખુબસુરત[૨૩] દેખાએછે[૨૨] ( તે ) તુંને[૧૩] હું અર્પણ કરૂંછું.[૧૨-૧૭] ( ૧૫ ) સાંપની ખસલતની[૨૭] ( તથા ) બુરી અક્કલની[૨૮] જીનની[૨૫] ‡તંગીને[૨૬] હું પાછી હઠાઉંછું,[૨૪] કે જે[૨૯] ( જીન ) આશ્રવનને[૩૨] તથા હોમને[૩૩] ઠગવાનો[૩૧] મનસુબો ¶કરેછે;[૩૦] ( અને ) ઠગ્યા પછી[૩૫] તે[૩૪] નાબુદ થઈ જાએછે.[૩૭] જે[૩૮] ( બાઈડી ) હોમનો[૪૧] ( ઈઆને હોમની નયતે ઈજેલો ) દરૂન[૪૨] અધર્મીથી ખાવા[૪૩] બેસેછે,[૪૪] તેણીને[૪૬] ( હોમ ) આશ્રવનનાં જેવાં ફરજંદ[૪૭] ( તથા ) સદ્‌ગુણી છોકરા[૫૦] આપતો[૪૯] $નથી.[૪૮]

( ૧૬ ) **પંચનાંમ[૫૧] અહ્મિ,[૫૨] પંચનાંમ[૫૩] નોઇત્[૫૪] અહ્મિ.[૫૫] હુમતહે[૫૬] અહ્મિ,[૫૭] દુશ્મતહે[૫૮] નોઇત્[૫૯] અહ્મિ.[૬૦] હુખ્તહે[૬૧] અહ્મિ,[૬૨] દુજ્જૂખ્તહે[૬૩] નોઇત્[૬૪] અહ્મિ.[૬૫] હુવરૂશ્તહે[૬૬] અહ્મિ,[૬૭] દુજ્વરૂશ્તહે[૬૮] નોઇત્[૬૯] અહ્મિ.[૭૦] સ્રઓષહે[૭૧] અહ્મિ,[૭૨] અસ્રુશ્તોઇશ્[૭૩] નોઇત્[૭૪] અહ્મિ.[૭૫] અષઓનો[૭૬] અહ્મિ,[૭૭] દ્રવતો[૭૮] નોઇત્[૭૯] અહ્મિ[૮૦] અતચિત્ અહ્માત્[૮૧] યથ[૮૨] અપેમેમ્[૮૩] મનિવાઓ[૮૪] અંઘ્હુત્[૮૫] નિવાઇતિશ.[૮૬]**

---

* 'બક્ષઇતિ'ને હારલે તથા મિલ્સ ધાતુ બક્ષ=સંસ્કૃત **મક્ષ્=**ખાવું, ગળી જવું ઉપરથી લઇને 'જે કોઈ તુંને દુધમાં ભેળીને પીએછે' એ પ્રમાણે અર્થ કરેછે.

† પ્રોફેસર હારલે તથા ડાકટર મિલ્સ. બલદના ચામડાંના ( બનાવેલા ) વાવતાની માફક તું થતો ના; મારી આગળથી તું જહડપથી છુટો પડતો ના ( પ્રોફેસર દારમેસ્તેતે ). એની મતલબ એવી સમજાવવામાં આવીછે કે, અએ હોમ ! ક્રિયાની રૂએ પીધાથી તારી જે ખુબીવાળી અસર મારાં બદનમાં થાએ, તે કાયમ રેહે, અને જતી નહી રેહે. ઉપર જણાવેલો વાવતો તે, શાહનામામાં આવેલા કાવેહ નામના લુહારનો પેટ આગળ બાંધવાનો ચામડાનો કટકો, જેનો પાછળથી વાવતો બનાવવામાં આવ્યો હતો, તેનો ઇશારો હોએ એમ દારમેસ્તેતે ગણેછે.

‡ ઈઆને જીનથી ઉત્પન્ન થતી દરિદ્રતાને.

¶ અસલ અર્થ 'વિચારેછે અને ઠગેછે.'

$ એનું ઉલટું જુઓ. ઈજસ્નેનો ૯ મો હા, ફકરો ૨૨ મો.

(૧૬) પાંચ આબદોને[૫૧] હું (મળતો) છેઉં;[૫૨] પાંચ આબદોને[૫૩] હું (મળતો) છેઉં[૫૫] નહી.[૫૪] નેક વિચારને[૫૬] હું (મળતો) છેઉં;[૫૭] બદ વિચારને[૫૮] હું (મળતો) છેઉં[૬૦] નહી.[૫૯] નેક સખુનને[૬૧] હું (મળતો) છેઉં;[૬૨] બદ સખુનને[૬૩] હું (મળતો) છેઉં[૬૫] નહી.[૬૪] નેક કાંમને[૬૬] હું (મળતો) છેઉં;[૬૭] ખરાબ કાંમને[૬૮] હું (મળતો) છેઉં[૭૦] નહી.[૬૯] (દીનની) ફરમાનદારીને[૭૧] હું (મળતો) છેઉં;[૭૨] (દીનની) નાફરમાનદારીને[૭૩] હું (મળતો) છેઉં[૭૫] નહી.[૭૪] અશો (માણસ)ને[૭૬] હું (મળતો) છેઉં;[૭૭] દરવંદ (ઈઆને પાપી માણસ)ને[૭૮] હું (મળતો) છેઉં[૮૦] નહી.[૭૯] જ્યાંહાંસુધી[૮૨] (સપેનામીનો તથા અંગ્રેમીનો) (એ) એ મીનોની[૮૪] સઉથી છેલ્લી[૮૩] હરીફાઈ[૮૬] તમામ થશે,[૮૫] ત્યાંહાંસુધી[૮૧] (હું ઉપર જણાવ્યા મુજબ રહીશ).

(૧૭) આઅત[૮૭] અઓખ્ત[૮૮] જરથુશ્ત્રો,[૮૯] નેમો[૯૦] હુઓમાઇ[૯૧] મજદધાતાઇ.[૯૨] વંઘ્રહુશ[૯૩] હુઓમો[૯૪] મજદધાતો.[૯૫] નેમો[૯૬] હુઓમાઇ.[૯૭] વીસ્પે[૯૮] હુઓમ[૯૯] ઉપ-સ્તઓમિ,[૧૦૦] યતચિત[૧] અરેષ્નુવ્વ[૨] ગઇરિનાંમ,[૩] યતચિત[૪] જાંફ્નુવ્વ[૫] રઓનાંમ,[૬] યએચિત[૭] આંજહુ[૮] હેરેતાઓંઘ્રહો[૯] જઇનિનાંમ[૧૦] ઉપ હેરેજાહુ.[૧૧] એરેજતએન[૧૨] હુચ[૧૩] તશ્ત[૧૪] જરનએનેમ[૧૫] અવિ[૧૬] તક્ષે;[૧૭] મા[૧૮] તે[૧૯] નીરે[૨૦] જેમિ[૨૧] પઇતિ,[૨૨] ઇથ[૨૩] રએવન્તો[૨૪] અરેજહે.[૨૫] (૧૮) ઇમાઓસે[૨૬]-તે[૨૭] હુઓમ[૨૮] ગાથાઓ,[૨૯] ઇમાઓ[૩૦] હેન્તિ[૩૧] સ્તઓમાયો,[૩૨] ઇમાઓ[૩૩] હેન્તિ[૩૪] ચીચષાનાઓ[૩૫] ઇમે[૩૬] હેન્તિ[૩૭] અર્ષુખ્ધ[૩૮] વાચો.[૩૯] દાસ્મઇનિશ[૪૦] વારેથ્રઘ્નિશ,[૪૧] પઇતિ-બિષિશ,[૪૨] બએષજય.[૪૩]

(૧૯) ઇમાઓસે[૪૪] તૂમચિત[૪૫] માવોય.[૪૬] ક્રષ[૪૭] ક્રયન્તુ[૪૮] તે[૪૯] મધો,[૫૦] રઓક્ષ્ન[૫૧] ક્રયન્તુ[૫૨] તે[૫૩] મધો;[૫૪] રેનજયો[૫૫] વજઇતે[૫૬] મધો.[૫૭] વારેથ્રઘ્નિશ[૫૮] હેન્તેમ[૫૯] આસ્તઓઇતે,[૬૦] હુથ્ર[૬૧] અન[૬૨] ગાથ્વ્ય[૬૩] વચ.[૬૪] (૨૦) ગવે[૬૫] નેમો,[૬૬] ગવે[૬૭] નેમો,[૬૮] ગવે[૬૯] ઉખ્ધેમ,[૭૦] ગવે[૭૧] વેરેથ્રેમ,[૭૨] ગવે[૭૩] ખરેતેમ,[૭૪] ગવે[૭૫] વસ્ત્રેમ,[૭૬] ગવે[૭૭] વેરેજ્યાતાંમ[૭૮] તાંમ[૭૯] ને[૮૦] ખરેથાઇ[૮૧] ફ્રષુયો.[૮૨]

(૨૧) હુઓમેમ[૮૩] જાઇરીમ[૮૪] બેરેજન્તેમ[૮૫] યજમઇદે;[૮૬] હુઓમેમ[૮૭] ફ્રાઓમીમ[૮૮] ફ્રાદત-ગએથેમ[૮૯] યજમઇદે;[૯૦] હુઓમેમ[૯૧] દૂરઓષેમ[૯૨] યજમઇદે;[૯૩] વીસ્પે[૯૪] હુઓમ[૯૫] યજમઇદે;[૯૬] જરથુશ્ત્રહે[૯૭] સ્પિતામહે[૯૮] ઇધ[૯૯] અષઓનો[૧૦૦] અષીમચ[૧]

ફ્રવષીમ્ચ[૨] યજમઇદે.[૩]

યેંઘ્રહે હાતાંમ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો,
મજ્દાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંઘ્રહાંમચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

(૧૭) ત્યારે[૮૭] જરતોશ્તે[૮૯] કહ્યું[૮૮] કે, હોરમજદના પેદા કીધેલા[૯૨] હોમને[૯૧] નમાજ[૯૦] (હોજો)! હોરમજદનો પેદા કીધેલો[૯૫] હોમ[૯૪] સારો[૯૩] (છે). હોમને[૯૭] નમાજ[૯૬] (હોજો)! અધી જાતના[૯૮] હોમ[૯૯] કે જે[૧] પાહાડોની[૩] બુલંદી ઉપર,[૨] તથા જે[૪] ખીણોનાં[૬] ઉંડાણમાં[૫] તથા જે[૭] *જીનોના[૧૦] બંદમાં[૧૧] (આવેલા) ડુંગરોના ખોની[૯] સાંકડી જગાઓમાં[૮] (ઉગેછે) (તેને) હું વખાણુંછું.[૧૦૦] (અએ હોમ!) રૂપાનાં[૧૨] તશ્તમાં-થી[૧૩-૧૪] સોનાંનાં[૧૫] (તશ્ત) માં[૧૬] હું (તુંને) રેડુછું[૧૭] (અથવા ગાળુછું[૧૭]). (અએ હોમ!) તુંને[૧૯] જમીન[૨૧] ઉપર[૨૨] (હું) નહી[૧૮] ઢોળું,[૨૦] કારણ કે[૨૩] (તું) ઉંચી[૨૪] કીમતનો[૨૫] (છે).

(૧૮) અએ હોમ![૨૮] આએ[૨૬] ગાથા[૨૯] તારેમાટે[૨૭] છે;[૩૧] આએ[૩૦] સ્તુતિનાં ગાયનો,[૩૨] આએ[૩૩] સ્વાદદાર †ભોજન[૩૫] (તારેમાટે) છે;[૩૧] (તથા) આએ[૩૬] સાચ્ચા બોલેલા[૩૮] (બંદગીના) કલામો[૩૯] (તારેમાટે) છે.[૩૭]

**ખોલાસો:**—(સ્તુતિનાં ગાયનો, ખરાં દિલથી કીધેલી બંદગી તથા લેજ્જતદાર પકવાનો એ બધું, અએ હોમ! હમો તુંને અર્પણ કરીએ છિયે).

(અએ હોમ!) (તું) સુખાકારી આપનાર,[૪૦] ફતેહ (અથવા દુશ્મ-નને મારવાનું કૌવત) આપનાર,[૪૧] દ્વેષની સાંભે થનાર[૪૨] તથા તંદરોસ્તી આપનાર[૪૩] (છે).

(૧૯) "એ બધું મને લગતું છે, તેમજ તું ‡બી." (અએ હોમ!) તારા[૪૬] રોગને દૂર કરનારાં ¶સાધનો[૫૦] આગળ[૪૭] વધે તો સારૂં![૪૮] તારાં[૫૩] રોગને દૂર કરનારાં ¶સાધનો[૫૪] તેજીથી[૫૧] ફેલાવો પામે તો સારૂં![૫૨] (તારાં) રોગને દૂર કરનારાં ¶સાધનો[૫૭] સેહેલાઈથી[૫૫] મળી આવેછે.[૫૬] આએ[૬૨] ગાથાના[૬૩] કલામો[૬૪] સહિત[૬૧] (જે કોઈ) (હોમને) વખાણેછે,[૬૦] (તે) ફતેહમંદ[૫૮] (અથવા દુશ્મનને મારનાર[૫૯]) તથા

* જહિન ઈઆને નારીજાતની બુરી શક્તિ, દેવ-દરૂજની ખસલતની ઓરત, જીન. હોમનો દુશ્મન (સુરિત). બદી તથા દરદરૂપી દેવી (દારમેસ્તેતે).

† ધાતુ ચષ્=ચશીદન્ (ફારસી)=ચાખવું; અથવા શિખામણો, નસિહતની બાબદો; ધાતુ ચષ્=સંસ્કૃત ~~ચક્ષ્~~=શિખવવું.

‡ બિલ્સ. તેના બદલામાં તારી કેફ તું મને આપ (દારમેસ્તેતે).

¶ અથવા તંદરોસ્તી આપનારા ઉપાયો. 'મધો'નો અર્થ ડહાપણ બી થાએછે.

*ચપળ[૬૪] ( †થાએછે ). ( ૨૦ ) ગાએ-ગોસ્પંદનેમાટે[૬૫] નમાજ[૬૬] ( હોજો )! ગાએ–ગોસ્પંદનેમાટે[૬૭] નમાજ[૬૮] ( હોજો )! ગાએ–ગોસ્પંદનેમાટે[૬૯] ( સારા ) સખુન[૭૦] ( હોજો )! ગાએ–ગોસ્પદનેમાટે[૭૧] ફતેહ[૭૨] ( હોજો )! ગાએ–ગોસ્પદને માટે[૭૩] ખોરાક[૭૪] ( હોજો )! ગાએ-ગોસ્પંદનેમાટે[૭૫] વસ્ત્ર[૭૬] ( હોજો )! ગાએ–ગોસ્પંદનેમાટે[૭૭] ( આપણે ) ‡મેહેનત કરવી જોઇએ,[૭૮] ( સબબ કે ) તે[૭૯] આપણા[૮૦] ખોરાકનેમાટે[૮૧] વધારો કરનારાં[૮૨] ( છે ).

( ૨૧ ) લીલા[૮૪] ( તથા ) બુલંદ[૮૫] હોમને[૮૩] હમો વખાણીએ છિયે;[૮૬] આબાદી કરનાર[૮૮] ( તથા ) દુનિયાંની વૃદ્ધિ કરનાર[૮૯] હોમને[૮૭] હમો વખાણીએ છિએ;[૯૦] દરદને પછાત નાખનાર[૯૨] હોમને[૯૧] હમો વખાણીએ છિયે.[૯૩] બધા[૯૪] હોમને[૯૫] ( ઈઆને જુદી જુદી જાતના હોમને ) હમો વખાણીએ છિયે.[૯૬] સપેતમાન[૯૮] અશો[૧૦૦] જરતોશ્તની[૯૭] અશોઈને[૧] તથા ( તેનાં ) ફ્રોહરને[૨] આએ જગાએ[૯૯] માન સહિત હમો યાદ કરીએ છિયે.[૩]

( બાજમાં પઢે. ) **અહુરમજ્દ ખોદાએ, અવજૂનીએ મરૂદુમ, મરૂદુમ સર્દગાંન્, હમા સર્દગાંન્, હમબાયસ્તે વેહાંન્, ઓએમ બેહદીન્ માજ્દયસ્નાંન્ આગહી આસ્તવાની નેકી રસાનદ; અએહૂન્ બાદ.** ( પ્રગટ પઢે. ) **યથા અહૂ વઇર્યો ૨.**

**યસ્નેમચ વહ્મેમચ અઓજસચ જવરેચ આફ્રીનામિ, હઓમહે અષવજંઘહે. અષેમ વોહૂ ૧.** ☞ **અહ્માઇ રએશચ; હજંઘરેમ; જસ મે અવંઘહે મજ્દ; કેરૂફેહ્ મોજ્દ.**

**રોજ નેક્ નાંમ, રોજ પાક્ નાંમ, રોજ મુબારક્** (કલાંન), **માહે મુબારક્** ( ફલાંન ), **ગાહે** (ફલાંન), **નમાજ દાદારે ગેહાંન્ દામાંન્. ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ, તરોઇદીતે અંઘરહે મઇન્યેઉશ. હઇથ્યાવરૂશતાંમ હૈત વસ્ના ફ્રેરષોતેમેમ. સ્તઓમિ અષેમ; અષેમ વોહૂ ૧.**

**ગોરૂજે ખોરેહ્ અવજાયાદ્ હોમ યજદ્ બેરસાદ્ અમાવંદ પીરોજગરૂ અમાવંદી પીરોજગરી. દાદ્ દીન્ બેહ્ માજ્દયસ્નાંન્, આગહી રવાઇ ગોઆફરીંગાની બાદ્ હફ્તે કેશવરૂ જમીન્; અએહૂન્ બાદ. મન્ આનો આવાયદ્ શુદન્, મન્ આનો આવાયદ્ શુદન્, મન્ આનો આવાયદ્ શુદન્. અષઓને અષેમ વોહૂ ૧.**

---

* અંગ્રેજીમાં વિશેષણ તરીકે Live આવેછે તેવો 'હેન્તેમ'નો અર્થ લેવો.

† જે શખ્સ હોમને વખાણે છે તે ઘણો ફતેહમંદ થાએછે (જુઓ ૬ ઠો ફકરો).

‡ એના ખોલાસા બાબે જુઓ બેહેરાંમ યશ્તનો ૨૭ મો કરદો.

☞ ( દક્ષિણ દિશા તરફ મોહોડું કરીને પઢે. ) દાદારે ગેહાંન દીને માઝદયસ્નની દાદે જરથુશ્તી. નેમસે-તે અષાઉમ સેવિશ્તે અરેદ્વિ સૂર અનાહિતે અષઓને અષેમ વોહૂ ૧.

નેમો ઉર્વઇરે વંઘુઉહિ મઝદધાતે અષઓને અષેમ વોહૂ ૧.

હુઓમેમ જાઇરીમ બેરેજન્તેમ યજમઇદે; હુઓમેમ ફ્રા-ષ્મીમ ફ્રાદત્-ગએથેમ યજમઇદે; હુઓમેમ દૂરઓષેમ યજમઇદે. અષેમ વોહૂ ૧. હોમ યજદ્ બેરસાદ્.

---

# ન્હાની હોમ યશ્ત.

ક્ષ્નઓથ્ર અહુરહે મઝદાઓ. અષેમ વોહૂ ૧.

પં નામે યજદાંન અહુરમજદ ખોદાએ અવજૂની, ગોરૂજે ખોરેહ અવઝાયાદ્; હોમ યજદ્ બેરસાદ્.

અજ હમા ગુનાહ્ પતેત્ પશેમાનુમ; અજ હર્વસ્તીન્ દુશ્મત દુજૂખ્ત દુઝ્વરશ્ત, મેમ પ ગેતી મનીદ્, ઉઇમ ગોફ્ત, ઉઇમ કર્દ, ઉઇમ જસ્ત, ઉઇમ બૂન્ બૂદ્ એસ્તેદ્. અજ આંન્ ગુનાહ્ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન્ પ સે ગવશ્ની પ પતેત્ હોમ. ક્ષ્નઓથ્ર અહુરહે મઝદાઓ, તરોઇદીતે અંઘ્રહે મઇન્યેઉશ; હઇથ્યાવરૂશ્તાંમ્ હ્યત્ વસ્ના ફ્રેરષોતેમેમ. સ્તઓમિ અષેમ; અષેમ વોહૂ ૩.

ફ્રવરાને મઝદયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો ( જે ગેહ હોય તે પઢે. ) ફ્રસસ્તયએચ. હુઓમહે *અષવઝં-ઘ્રહો, ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તય-એચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ. હુઓમેમ જાઇરીમ બેરેજન્તેમ યજમઇદે; હુઓમેમ ફ્રાષ્મીમ ફ્રાદત્-ગએથેમ યજમઇદે; હુઓમેમ દૂરઓષેમ યજમઇદે.

---

* એના તરજુમા તથા ખોલાસા બાબે જુઓ ૩૩૪ મા સફાની પેહેલી નોટ.

*ની તે[૧૨] જાઇદે[૧૩] મધેમ[૧૪] યુયે.[૧૫] †ની અમેમ,[૧૬] ની વંરેથ્રઘ્નેમ,[૧૭] ની દસ્વરે,[૧૮] ની બએષજેમ,[૧૯] ની ફ્રદથેમ,[૨૦] ની વરેદથેમ,[૨૧] ની અઓજો[૨૨] વીંસ્પો-તનૂમ,[૨૩] ની મસ્તીમ[૨૪] વીસ્પો-પએસંઘ્રહેમ,[૨૫] ની તત્,[૨૬] યથ[૨૭] ગએથાહુવ[૨૮] વસો-ક્ષથ્રો[૨૯] ફ્રચરાને,[૩૦] ત્બએષો-તઉર્વાંઓ[૩૧] દ્રુજેમ-વનો.[૩૨] ની[૩૩] તત્[૩૪] યથ[૩૫] ‡તઉર્વયેનિ.[૩૬]

અએ લીલા[૧૩] (હોમ)! ¶તારી પાસેથી[૧૨] ડહાપણ,[૧૪] હિમ્મત,[૧૬] ફતેહ,[૧૭] §તંદરોસ્તી,[૧૮] તંદરોસ્તીના ઉપાય,[૧૯] આબાદી,[૨૦] વૃદ્ધિ,[૨૧] તમામ શરીરનું[૨૩] કૌવત[૨૨] (તથા) તમામ ચળકાટ ભરેલી[૨૫] મ્હોટાઈ[૨૪]—એ સઘળું[૨૬] હું માગુછું,[૧૫] કે જેથી કરીને[૨૭] (ઈઆને તે મેળવ્યાથી) મુલુકોમાં[૨૮]

---

* હઈથી તે એજ ફકરામાં આવેલા 'દ્રૂજેમ—વનો' સુધીના બોલો ઈજશ્નેના ૯ મા હાના ૧૭ મા ફકરામાંથી આએ ઠેકાણે લીધાછે, અને 'ની તત્ યથ તઉર્વયેનિ'—એ બોલો તેજ હાના ૧૮ મા ફકરામાંથી લીધાછે.

† આએ ફકરામાં જે "ની" આવેલોછે તે દરેક "ની" પછી "યુયે" જોઇએ તેમ સમજવું; "ની યુયે" ઈઆને હું માગુંછું.

‡ 'ની તત્ યથ તઉર્વયેનિ'—એ વાક્ય આએ ઠેકાણે મ્હોટી હોમ યશ્તમાંથી અધુરો લીધોછે; એની પછી નીચે જણાવેલા બોલો (જે મ્હોટી હોમ યશ્તમાં છે તે) આવ્યા વગર બરાબર પુરી મતલબ ઊઠતી નથી. 'તઉર્વયેનિ' (હું તોડું—તોડી નાંખું) ક્રિયાપદનો કર્મ નથી, તે લીધા વગર વાકય અધુરો રેહેછે—"વીસ્પનાંમ્ ત્બએષવત્તાંમ્ ત્બએષાઓ, દએવનાંમ મશ્યાનાંમ્‌ચ, યાત્વાંમ્ પઇરિકનાંમ્‌ચ, સાથ્રાંમ્ કઓથાંમ્ કરફ્નાંમ્‌ચ મઇર્યનાંમ્‌ચ, બિજંગ્રનાંમ્ અષેમઓઘનાંમ્‌ચ બિજંગ્રનાંમ્, વેહ્ર્કનાંમ્‌ચ ચથ્વરે-જંગ્રનાંમ્, હએનયાઓસ્ચ પેરેથુ-અઇનિકયાઓ દવાંઇથ્યાઓ પતાંઇથ્યાઓ." ઉપલા આખા વાકયનો તરજુમો:—"તે (ઈઆને એ ફકરામાં જણાવેલું કૌવત, તંદરોસ્તી, મ્હોટાઈ, ડહાપણ, હિમ્મત, ઇત્યાદિ) હું માગુંછું, કે જેથી કરીને તમામ દ્વેષ રાંખનારાઓની, દેવોની, માણુસોની, જાદુગરોની, પરીઓની, જુલમગારોની, કીકોની, કરપોની, સાપના ખવાસનાં માણુસોની, આશ્મોગ માણુસોની, ચાર પગવાળાં વરૂઓની તથા પુષ્કળ પલટણવાળાં, ફરેબવાળાં તથા ધસારો કરી આવનારાં લશ્કર—એ બધાંઓની ખરાબીઓને હું તોડું." હું ધારૂંછું કે આએ ન્હાની હોમ યશ્ત ભણુતી વખતે, "ની તત્ યથ તઉર્વયેનિ" બોલો ભણ્યા પછી ઉપર જણાવેલા જોઈતા તથા બંદ બેસતા મ્હોટી હોમ યશ્તના અવસ્તાના બોલો બી ભણુવામાં આવે તો બેહેતર; નહી તો વાકય કર્મવગરનો અધુરો રેહેછે.

¶ મ્હોટી હોમ યશ્તના પેહેલા કરદાના ૧૭ મા ફકરામાંથી એમ લેવું.

§ ઈઆને હોમનો રસ પીધાથી જે તંદરોસ્તી મળેછે તે.

સ્વતંત્ર પાદશાહ,[૨૯] ખરાબીને તોડનાર[૩૧] ( તથા ) દરૂજને મારનારની માફક[૩૨] હું ફરૂં[૩૦] (અથવા અમલ કરૂં[૩૦]). તે[૩૪] (એટલે એ ફકરામાં જણાવેલું કૌવત, તંદરોસ્તી, મ્હોટાઈ, ડહાપણ, ઇત્યાદિ ) હું માગુછું,[૩૩] જેથી કરીને[૩૫] ( તમામ દેવો, જાદુગરો, જુલમગારો, ઇત્યાદિની ખરાબીઓને ) હું તોડું.[૩૬]

હઓમેમ્ જાઇરીમ્ બેરેજન્તેમ્ યજમઇદે; હઓમેમ્ ફ્રાષ્મીમ્ ફ્રાદત્-ગએથેમ્ યજમઇદે; હઓમેમ્ દૂરઓષેમ્ યજમઇદે; વીસ્પે હઓમ યજમઇદે; જરથુશ્રહે સ્પિતામહે ઇધ અષઓનો અષીમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે.*

યેંઘ્રહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો,
મજ્દાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંઘ્રહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

( બાજમાં પઢે. ) અહુરમજ્દ ખોદાએ, અવજૂનીએ મરૂદુમ, મરૂદુમ સર્દગાંન્ હમા સર્દગાંન્, હમબાયસ્તે વેહાંન્, ઓએમ બેહેદીન્ માજ્દયસ્નાંન્ આગહી આસ્તવાની નેકી રસાનદ્; અએદૂન બાદ. ( પ્રગટ પઢે. ) યથા અહૂ વઇર્યો ૨.

યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ હઓમહે અષવજંઘ્રહો, અષેમ્ વોહૂ ૧. ☞ અહ્માઇ રએશ્ચ; હજંઘ્રેમ; જસ મે અવંઘ્રહે મજ્દ; કેરફેહ્ મોજ્દ.

રોજ નેક્ નાંમ, રોજ પાક્ નાંમ, રોજ મુબારક્ ( ફલાંન ), માહે મુબારક્ ( ફલાંન ), ગાહે ( ફલાંન ), નમાજ દાદારે ગેહાંન્ દામાંન્. ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ, તરોઇદીતે અંઘ્રહે મઇન્યેઉશ; હઇથ્યાવર્શ્તાંમ્ હ્યત્ વસ્ના ફ્રેરષોતેમેમ. સ્તઓમિ અષેમ; અષેમ્ વોહૂ ૧.

ગોરૂજે ખોરેહ્ અવજાયાદ્ હોમ યજદ્ બેરસાદ્, અમાવંદ્ પીરોજગર્ અમાવંદી પીરોજગરી. દાદ્ દીન્ બેહ્ માજ્દયસ્નાંન્, આગહી રવાઇ ગોઆફ્રંગાંની બાદ્ હફ્તે કેશ્વર્ જમીન્, અએદૂન બાદ્. મન્ આનો આવાયદ્ શુદન્, મન્ આનો આવાયદ્ શુદન્, મન્ આનો આવાયદ્ શુદન્; અષઓને અષેમ્ વોહૂ ૧.

☞ ( દક્ષિણ દિશા તરફ મોહોડું કરીને પઢે. ) દાદારે ગેહાંન્ દીને

* એના તરજુમાનેમાટે જુઓ મ્હોટી હોમ યશ્તનો છેડેનો ભાગ, સફો ૩૫૩–૩૫૫.

માજદયસ્ની દાદે જરથુશ્તી. નેમસે-તે અષાઉમ સેવિશ્તે અરેદ્વિ સૂર અનાહિતે અષઓને. અષેમ્ વોહૂ ૧.

નેમો ઉર્વધરે વંધ્રઉહિ મજદધાતે અષઓને. અષેમ વોહૂ ૧.

હુઓમેમ જાઇરીમ ઐરેજન્તેમ યજમઇદે; હુઓમેમ ફ્રાષ્મીમ ફ્રાદત્-ગએથેમ યજમઇદે; હુઓમેમ દૂરઓષેમ યજમઇદે. અષેમ્ વોહૂ ૧. હોમ યજદ ઐરસાદ્દ. અષેમ્ વોહૂ ૧.

## હોમ યશ્તની નીરંગ.

( એ નીરંગ મ્હોટી અથવા ન્હાની હોમ યશ્ત પઢ્યા પછી ત્રણવારપઢે. )

☞ કુ[૧] શેકનમ,[૨] ઓ[૩] વાએનુમ,[૪] ઓ[૫] નેજારૂ કુનમ[૬] કાલ્બુદે[૭] શુમા[૮] દીવાંન,[૯] ઓ[૧૦] દરૂજાંન[૧૧] ઓ[૧૨] જાદુઆંન[૧૩] ઓ[૧૪] પરીઆંન,[૧૫] પ[૧૬] હોમ[૧૭] વ[૧૮] બર્સમ,[૧૯] વ[૨૦] દીન[૨૧] રાસ્ત[૨૨] વ[૨૩] દારેસ્ત[૨૪] વેહુ,[૨૫] કે[૨૬] દાદાર અહુરમજદ[૨૭] ઓએ મન[૨૮] ચાશીદ્દ[૨૯] અષઓને અષેમ્ વોહૂ ૧. (☞ ત્રણ વાર પઢે.)

હોમ[૧૭] તથા[૧૮] બરસમ[૧૯] વડે[૧૬] તથા[૨૦] સાચ્ચી[૨૨] અને[૨૩] સંપૂર્ણ[૨૪] ( અને ) ભલી[૨૫] દીન[૨૧] કે જે[૨૬] દાદાર હોરમજદે[૨૭] ( પેગમબર જરતોશ્તની મારફતે ) મને[૨૮] શિખવી,[૨૯] ( તે દીન )થી[૧૬] તમો[૮] દેવો[૯] તથા[૧૦] દરૂજો[૧૧] તથા[૧૨] જાદુગરો[૧૩] તથ[૧૪] પરીઓનાં[૧૫] કાલબુદને[૭] હું ભાંજું[૨] તથા[૩] મારૂં[૪] તથા[૫] આજેજ કરૂં.[૬]

## વનન્ત યશ્ત.*

ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ અષેમ્ વોહૂ ૧.

પ નામે યજદાંન્ અહુરમજદ ખોદાએ અવજૂની, ગોરૂજે ખોરેહુ અવજાયાદ્દ; વનન્ત સતરૂ અહુરમજદ્દ દથ અષવ અષહે રદ્દ ઐરસાદ્દ.† અજ હમા ગુનાહ પતેત્

* નાઢલા તથા મ્હોટા સીરોજામાં તેશ્તર તીરની ખુશ્નુમનમાં વનન્ત, સતવએસ તથા હપ્તોઇરિંગની ખશ્નુમન આવેલી છે, તે ઉપરથી પ્રોફેસર દારમેસ્તેતે એ યશ્તને તીર યશ્તનો વધારાનો ભાગ ગણેછે. એમાં આવેલી બાબદ જોતાં, એ યશ્ત ખરૂફસ્તરો તથા નુકસાનકારક જાનવરોને દફે કરવાની નીરંગ તરીકે ગણાઈ શકાએ.

† ઈઆને હોરમજદનો પેદા કીધેલો અશો વનન્ત સેતારો ( જે ) અશોઇનો સરદાર ( તે ) ( મારી મદદે ) પોંહોંચો ! વનન્ત સેતારાના ખોલાસા બાબે જુઓ સફા ૩૧, ૪ થી નોટ.

પશેમાનુમ; અજ હર્વસ્તીન્ દુશ્મત દુજાૂખ્ત દુજ્વરૂશ્ત, મેમ પ ગેતી મનીદ્દ, ઉફ્મ ગોફ્તુ, ઉફ્મ કર્દ, ઉફ્મ જસ્ત, ઉફ્મ બૂન્ બૂદ્દ એસ્તેદ્દ. અજ આંન્ ગુનાહ મનશ્ની ગવશ્ની કુનશ્ની, તની રવાંની ગેતી મીનોઆંની, ઓખે અવાખ્શ પશેમાન, પ સે ગવશ્ની પ પતેત્ હોમ. ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ, તરોઇદીતે અંઘ્રહે મઇન્યેઉશ્; હઇથ્યાવરૂશ્તાંમ્ હ્યત્ વસ્ના ફેરષોતેમેમ, સ્તઓમિ અષેમ; અષેમ વોહૂ ૩.

ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો (જે ગેહ હોય તે પઢે.) ફ્રસસ્તયએચ. વનન્તો સ્તારો મજ્દધાતહે,* ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીધ્વાઓ મ્રઓતૂ.

વનન્તેમ[1] સ્તારેમ[2] મજ્દધાતેમ્[3] અષવનેમ[4] અષહે[5] રતૂમ[6] યજમઇદે.[7] યજાઇ[8] વનન્તેમ[9] અમવન્તેમ[10] અઓખ્તો-નામનેમ[11] બએષજીમ[12] પઇતિશ્તાતેએ[13] અજસ્તચ[14] જોઇજ્દિશ્તચ,[15] અપયન્તમહેચ[16] અંઘ્રહે મઇન્યેઉશ[17] ખ્રફ્સ્ત્ર[18] (તાલી ૧ મારીએ) વનન્તેમ્ સ્તારેમ્ મજ્દધાતેમ્ અષવનેમ અષહે રતૂમ્ યજમઇદે, યજાઇ વનન્તેમ્ અમવન્તેમ્ અઓખ્તો-નામનેમ બએષજીમ્ પઇતિશ્તાતેએ અજસ્તચ જોઇજ્દિશ્તચ, અપયન્તમહેચ અંઘ્રહે મઇન્યેઉશ ખ્રફ્સ્ત્ર. (તાલી ૨ મારીએ) વનન્તેમ્ સ્તારેમ્ મજ્દધાતેમ્ અષવનેમ્ અષહે રતૂમ યજમઇદે. યજાઇ વનન્તેમ્ અમવન્તેમ્ અઓખ્તો-નામનેમ બએષજીમ, પઇતિશ્તાતેએ અજસ્તચ જોઇજ્દિશ્તચ, અપયન્તમહેચ અંઘ્રહે મઇન્યેઉશ્ ખ્રફ્સ્ત્ર. (તાલી ૩ મારીએ.)

હોરમજદનો પેદા કીધેલો[3] અશો[4] †વનન્ત[1] સેતારો[2] (જે) અશોઈનો[5] સરદાર (તે)ને[6] હમો વખાણીએ છિયે.[7] ઘણોજ દૂર કરવા લાએક[16] હારે-

* ઈઆને હોરમજદના પેદા કીધેલા વનન્ત સેતારાની આરાધના કરવાને, તેની ખુબીઓ ગાવાને, ઇત્યાદિ (જુઓ ખોરશેદ નીઆએશ, સફો ૩૩ મો).

† વનન્ત સેતારાના ખોલાસા બાબે જુઓ સફો ૩૧ મો, ૪ થી નોટ.

નબાનજદિશતનાંમ, ફ્રવષિનાંમ ફ્રવષયો ક્ષ્નુતાઓ અયન્તુ અહ્મ્ય ન્માને, ક્ષ્નૂતાઓ વીચરેન્તુ અહ્મ્ય ન્માને.

(૧૫૭) ક્ષ્નુતાઓ આફ્રીનેન્તુ અહ્મ્ય ન્માને વંઘ્ઉહીમ અષીમ્ ખ્રાપરાંમ; ક્ષ્નૂતાઓ પારયન્તુ હચ અહ્માત્ ન્માનાત્; સ્તઓમાચ રાજરેચ બરેન્તુ દથુષો અહુરહે મજ્દાઓ અમેષનાંમ સ્પેન્તનાંમ; માચિમ્ ગેરેજ્રાનાઓ પારયન્તુ, હચ અહ્માત્ ન્માનાત્ અહ્માકેમચ મજ્દયસ્નનાંમ. અષેમ વોહૂ. ૩.

---

# આફ્રંગાન ગાથાનું.

☞ જાણવું જે, ગાથાના આફ્રંગાનમાં, અરદાફ્રવશના આફ્રંગાનમાં ભણવામાં આવતો 'યાઓ વીસાધ આવયેઇન્તિ' નો આખો કરદો ભણવામાં આવેછે, જો કે તેની ખશ્નુમન ગાથાની છે; અને તે, પાંચ ગાથાના દહાડામાં ૧૨૦૦ યથા અહૂ વઇર્યો ભણવાની બાજની ખશ્નુમનના જેવી છે; કાંઈ ફેર નથી. એ ખશ્નુમનને માટે જુઓ સફ્રો ૧૩૮–૧૩૯; તથા 'યાઓ વીસાધ આવયેઇન્તિ' ના કરદાને માટે જુઓ સફ્રો ૩૯૨–૩૯૩.

---

# આફ્રંગાન ગાહામબારનું.

( ૩ ) દાતાચ,[1] અએતે[2] મજ્દયસ્ન[3] અએતેમ્[4] રતૂમ્ચ[5] મ્યજ્દેમ્ચ[6] યિમ્[7] મઇધ્યોઇજરેમએમ્[8] પસેઉશ[9] ગરેબુશ[10] યો[11] ઉશતહે[12] ફ્રા-ઉરૂજ્દ-પયંઘ્હો,[13] યજિ[14] તત્[15] *યયત.[16]

( ૪ ) નવાત્[17] તત્[18] યયત્,[19] હુરયાઓસચિત્[20] અધ[21] અએતવતો[22] દઇધત,[23] આ-દિત્[24] ફ્રંઘ્ઉહારયત.[25] ઋઓષાત્[26] દાંહિશ્ત,[27] અર્શ-વચસ્તેમ[28] અષેમ[29] અષવસ્તેમ,[30] ક્ષથ્રેમ્[31] હુક્ષથ્રોતેમ,[32] અનજવખ્તેમ,[33] વોઉરૂ-રફ્નોસ્તેમ,[34] મર્જ્દિક-વસ્તેમ,[35] થ્રાઓ-દ્રિધુતેમ,[36] સશ્કુશ્તેમ,[37] અષહે[38] બેરેજો,[39]

---

* ડાક્ટર ગેલ્ડનર ૪ થા ફકરાની શરૂઆતમાં આવેલા 'નવાત્ તત્ યયત્' ઓલો આગળ ૩ જો ફકરો પુરો કરેછે.

**સ્તસ્યો મયાઓ[૪૦] પારેન્દીશ[૪૧] ઉપવાજો,[૪૨] યેજિ[૪૩] તત્[૪૪] *યયત.[૪૫]**

( ૩ ) આઓ[૨] ( ઈઆને તમો અહિંયાં હાજર થએલા ) આએ મજદ-યસ્નો[૩]! †મેદીઓજરેમ[૮] ‡ગાહામબારને[૫] તથા ( તેની ) ¶મ્યજદને,[૬] જો[૧૪] બની શકતું $હોએતો,[૧૫] ( ઈઆને અગરજો તમારી જોગવાઈ હોએતો ), §તંદરોસ્ત[૧૨] ( તથા ) પુષ્કળ દુધવાળાં[૧૩] પશુનુ[૯] હલવાન[૧૦] અર્પણ કરો.[૧]

( ૪ ) ( પણ અગરજો ) તેમ[૧૮] નહી[૧૭] બની શકે[૧૯] તો, ( ઈઆને ઉપર જણાવ્યા મુજબ હલવાન આપવાની જો તમારી ગુંજાશ નહી હોએ તો ), તેને બદલે[૨૧] જો[૪૩] બની શકતું હોએ[૪૫] તો, તેટલો[૨૨] ( ઈઆને તેટલી કીમતનો ) દારૂ[૨૦] તમો ( તે ગાહામબારનાં જશનમાં ) અર્પણ કરો[૨૩] ( તથા ) તે[૨૪] પીવા ||આપો.[૨૫]

**ખોલાસો:**—( એની મતલબ એ કે, ગાહામબારનાં જશનમાં ફળ, સુક્કો મેવો ઇત્યાદિ સાથે તે દારૂ ઈજાયા પછી, ચાશ્ની સાથે મિજલસના સાહેબોને પીવા આપો. વળી તે જશનમાં હાજર થનારા શખ્સો કેવા હોવા જોઈએ તે આએ નીચે જણાવેછે. )

દીનના ફરમાન **મુજબ[૨૬] ઘણાંજ દાનેશમંદ,[૨૭] ઘણાજ સાચ્ચા સખુન

---

* ડાકટર ગેલ્ડનર પાંચમા ફકરાની શરૂઆતમાં આવેલા, 'નવાત્ તત્ યયત્' બોલો આગળ ૪ થા ફકરો પુરો કરેછે.

† મએદીઓજરેમ, મએદીઓશાહેમ ઇત્યાદિ ૬ ગાહામબારોનાં નામના અર્થ તથા તેના ખોલાસા બાબે જુઓ સફે ૧૪૪-૧૪૫.

‡ 'રતુ' બોલનો અસલ અર્થ 'વખત, ઋતુ, ફસલ' ( સંસ્કૃત ઋતુ ).

¶ મ્યજ્દ ઈઆને ક્રિયાની રૂએ ઈજીને અર્પણ કરવાની પવિત્ર ચીજો.

$ 'યેજિ યયત, નવાત્ યયત'—વ્યાકરણ તથા અર્થમાં બરાબર એને મળતા બોલો 'યેજિ તુતવ, નવાત્ તુતવ' આવેછે ( જુઓ એજ આફરંગાનના ફકરા ૫-૬ ), યયત તુતવ-પૂર્ણભૂતકાળ પરસ્મૈપદ ૩ જો પુરૂષ એકવચન; ધાતુ યત્, તથા તુ. બીજી રીતે 'યેજિ તવાંન, યેજિ નોઈત્ તવાંન્' આવેછે ( જુઓ વંદીદાદની ૬ ઠી પરગરદનો ૫૧ મો ફકરો ).

§ 'યો ઉસ્તહે' ને બદલે ગેલ્ડનરે 'યોઇશ્તહે' લીધું છે, તે ઉપરથી સંસ્કૃત યવિષ્ઠ સાથે સરખાવીને દારમેસ્તેતે એનો અર્થ 'ઘણો જવાન' કરેછે.

|| અસલ એબારતમાં દારૂ ઇત્યાદિ પાઓ ( પ્રયોજ્ય ). ધાતુ ક્ર-હ્વર્=ક્ર-ખર્ ( બીજું રૂપ )=ખોર્દન્ ( ફારસી )=પીવું; ક્ર-હ્વારય=ક્રંઘ્રહારય ( પ્રયોજ્ય )=પાવું; પીવા આપવું. ક્રંઘ્રહારયત ( વેસ્ટરગાર્ડ ); ક્રંઘ્રહારયત્ ( ગેલ્ડનર ).

** પાચમી વિભક્તિ ત્રીજી વિભક્તિની મતલબે ( જુઓ મારૂં અવસ્તા વ્યાકરણ, સફે ૩૦૧ ).

બોલનાર,[૨૮] રાસ્તીની બાબતમાં[૨૯] ઘણાજ રાસ્ત,[૩૦] પોતાની સત્તાને[૩૧] ઘણીજ સારી રીતે *વાપરનાર,[૩૨] ઘણાંજ સાફ †દિલના,[૩૩] બોહોળી રીતે ઘણાજ ખુશાલ,[૩૪] ઘણાજ દયાળુ,[૩૫] ગરીબની પરવરેશ કરનાર,[૩૬] દીનના એલમનો ઘણોજ ‡અભ્યાસ કરનારા,[૩૭] અશોઈની[૩૮] ખાહેશ રાખનારા,[૩૯] 'સ્ત્રી સાથની પોતાની ચાલચલનમાં પારેંદિના કાએદા મુજબ ¶ચાલનારા' (એ બધી સિફતવાળા શખ્સોને ચાશ્ની સાથે તે ઈજેલો દારૂ પીવા આપે).

**ખોલાસો:**—(ગાહામબારનાં જશનમાં ભાગ લેનારા તથા તેની ચાશ્ની કરનારા કેવા શખ્સો હોવા જોઈએ, તેનો કાંઈક ખેઆલ આપણને આએ ફકરા ઉપરથી મળેછે. વળી ઈજદે તથા ફરેશ્તાઓની નયતે ઈજેલી ચીજોની ચાશ્ની, કયા શખ્સે કરવી તથા કયા શખ્સે નહી કરવી, તે બાબેનું લખાણ આપણને આવાં યશ્તના ૯૧-૯૩ ફકરાંમાંથી બી મળી આવેછે).

**(૫) નવાત્[૪૬] તત્[૪૭] યયત્,[૪૮] અએસ્મનાંમ્ચિત્[૪૯] આઅત્[૫૦] હુષ્તનાંમ્[૫૧] પઇરીશ્તનાંમ્[૫૨] વજ્યાઇશ[૫૩] સ્તાઇશ્ચ[૫૪] સ્તઓયેબીશ[૫૫] રતેઉશ[૫૬] ન્માનેમ્[૫૭] ફ્રાનાષયત,[૫૮] યેજિ[૫૯] તત્[૬૦] યયત.[૬૧] નવાત્[૬૨] તત્[૬૩] યયત,[૬૪] અએસ્મનાંમ્ચિત્[૬૫] આઅત્[૬૬] હુષ્તનાંમ્[૬૭] પઇરીશ્તનાંમ્,[૬૮] આ-ગઓષો-મસેબીશ,[૬૯] આંખ્મો-ફ્રાનો-મસેબીશ,[૭૦] જસ્તો-ફ્રાનો-મસેબીશ,[૭૧] રતેઉશ[૭૨] ન્માનેમ્[૭૩] ફ્રાનાષયત,[૭૪] યેજિ[૭૫] $તૂતવ.[૭૬]**

**(૬) નવાત્[૭૭] તૂતવ,[૭૮] હુક્ષથ્રોતેમાઇચિત્[૭૯] અત્[૮૦] ક્ષથ્રેમ્[૮૧] ચીખ્યાત્[૮૨] યત્[૮૩] અહુરાઇ મજ્દાઇ.[૮૪] હુક્ષથ્રોતેમાઇ[૮૫] બાઅત્[૮૬] ક્ષથ્રેમ્,[૮૭] અહ્માત્[૮૮] હ્યત્[૮૯] અઇબી-દદેમહિચા,[૯૦] ચીષ્મહિચા,[૯૧]**

---

* અથવા પોતાની સત્તાની ઉપર સહુથી સરસ કાબુ રાખનાર, ઈઆને પોતાનાં ઓધાનો ગેર ઉપયોગ નહી કરનાર.

† દારમેસ્તેતે. 'અનજવખ્તેમ'નો ખાતરી ભરેલો અર્થ જણાયો નથી. ગુનાહમાંથી ઘણાજ મોકળા (સ્પીગલ તથા યુસ્તી); ઘણાજ થોડા સંકરાસમાં આવી પડેલા (મિલ્સ).

‡ ધાતુ સક્, સચ્=સંસ્કૃત શક્=શિખવું; બેવડું રૂપ થઇને વંહ્વ પ્રત્યય લાગ્યાથી સશ્કવંહ્વ થયું; weakest base થઈ ને તેમ પ્રત્યય લાગ્યાથી સશ્કુશ્તેમ થયું.

¶ દારમેસ્તેતે.

$ ડાકટર ગેલ્ડનર ૬ ઠા ફકરાની શરૂઆતમાં આવેલા 'નવાત્ તૂતવ' બોલો આગળ પાંચમો ફકરો પુરો કરેછે.

**હ્વાંનમહિચા[૯૨] હ્યત[૯૩] મજદાઇ અહુરાઇ,[૯૪] અષાઇચા[૯૫] વહિશ્તાઇ.[૯૬] દાતો[૯૭] હે[૯૮] મ્યજદો[૯૯]-રતુક્રિતિશ.[૧૦૦]**

( ૫ ) ( જો ) નહી[૪૬] બની શકે[૪૮] ( ઇઆને હલવાનને બદલે દારૂ બી આપવાની ગુંજાશ નહી હોએ ), ( પણ ) જો[૪૯] બની શકે[૬૨] તો,[૫૦] બરાબર *કાપેલાં[૫૧] સારીપેઠ †તપાસેલાં[૫૨] લાકડાંના[૪૯] ‡કઠણ[૫૪] (તથા) વધારે જાડા[૫૫] ભારા[૫૩] રતુ ( ઇઆને વડા દસ્તુર )ને[૫૬] ઘેર[૫૭] મોકલાવે.[૫૮] ( જો તેમ બી ) નહી[૬૨] બની શકે,[૬૪] ( ઇઆને ગાહામબારનાં જશનનાં ફાળામાં દારૂને બદલે લાકડાના ભારા બી આપવાની શક્તિ નહી હોએ), ( પણ ) જો[૭૫] બની શકે[૬૫] તો,[૬૬] બરાબર કાપેલાં[૬૭] સારીપેઠ તપાસેલાં[૬૮] ( પગથી તે ) કાનને લાગે એટલા લાંબા,[૬૯] ( પગથી તે ) ¶અગલના પ્રમાણ જેટલા લાંબા,[૭૦] અથવા એક $હાથનાં પ્રમાણ જેટલા લાંબા[૭૧] લાકડાંના[૬૫] ( કટકા ) રતુ ( ઇઆને વડા દસ્તુર ) ને[૭૨] ઘેર[૭૩] મોકલાવે.[૭૪] ( ૬ ) ( જો ) નહી[૭૭] બની શકે[૭૮] તો, ( ઇઆને ઉપર જણાવ્યા પ્રમાણે લાકડાના કટકા બી આપવાની ગુંજાશ નહી હોએ તો, ) ( તમામ ખલકતની ) પાદશાહી[૮૧] સર્વોત્તમ પાદશાહ[૭૯] જે[૮૩] હોરમજદ ( તે ) ને[૮૪] ( હોજો ) ( એમ ) તે શખ્સ કબૂલ રાખે,[૮૨] ( અને નીચે ટાંકેલો **હુક્ષથ્રોતેમાઇ બાઅત ક્ષથ્રેમનો** ફકરો ભણે ).

પાદશાહી[૮૭] સર્વોત્તમ પાદશાહ ( ઇઆને દાદાર હોરમજદ ) ને[૮૫] §ખચીત[૮૬] ( હોજો )! હોરમજદ[૯૪] જે[૮૮] ( પોતે ) સઉથી ઉત્તમ[૯૧] અશોઈજ ( છે તે ) ની તરફ[૯૫] હમો મન લગાડીએ છિયે[૯૦] ( અથવા તેની સે-

---

* ષત=કાપેલું; ધાતુ ક્ષન=સંસ્કૃત **ક્ષન્**=કાપવું; ક્ષન્+ત=ષત ( શરૂઆતનો ખ્ તથા વચમાનો ન્ નીકળી ગયાથી ). સુક્કાં ( દારમેસ્તેતે ).

† ઈઆને લાકડામાં જીના જાનવરો ભરાએલાં નહી હોએ તેને માટે હજરડાંમાં તપાસેલાં; જુઓ આતશ નીઆએશ, ૧૦ મો ફકરો ( રઓચસ્‌-પઇરીશ્તાં ).

‡ ઈઆને પોચા નહી, પણ સુક્કાં અને ગાંઠવાળાં; ધાતુ સ્તા=સંસ્કૃત સ્થા.

¶ દારમેસ્તેતે. પગથી ખભાના આગળા ભાગને લાગે એટલો ( મિલ્સ ).

$ ઈઆને કોપરિયાંથી વચલી આંગળીના છેડા જેટલો લાંબો, એટલે ૧॥ ફુટ લાંબો. લંબાઇની બાબદમા સંસ્કૃતમાં બી **હસ્ત** નો અર્થ 'હાથ' ઉપરાંત ૧૮ ઇંચ થાએછે. એજ અર્થે અવસ્તામાં 'ફ્રારાથ્નિ' બી આવેછે; જુઓ 'ફ્રારાથ્ન-દ્રાજો' ( વંદીદાદની ૭ મી પરગરદ, ફકરા ૩૦ તથા ૩૩ ).

§ ઈઆને તમામ ખલકતની પાદશાહી દાદાર હોરમજદ જે ઘણોજ સરસ હકુમત કરનાર તેને બેશક્ક સજાવાર છે.

વામાં રોકઇએ છિયે[90]), (તેને) હમો કબૂલ રાખીએ છિયે,[91] તથા (તેને) હમો પોતાનો કરીને ગણીએ છિયે.[96]

(ઉપર જણાવ્યા મુજબ) તેની[98] (ઇઆને મેદીઓજરેમ ગાહામબારની) મ્યજદની[99] વખતસરની બંદગી[100] *કીધેલી[97] (ગણાએ).

**ખોલાસો:**—(ફકરા ૩—૬ ઉપરથી આપણને એક ઉમદા નસીહત મળેછે; તે એ કે, દીનનાં ફરમાનોની શરતો બજાવવાને આપણે બનતી કોશેશ કરવી; પણ જો તે શરતો પુરી પાડવાને આપણી તાકાત તથા ગુંજાશ નહી હોએ તો, તેની ફીકર નહી, આપણી શક્તિ તથા આવક મુજબ ખરચ કરવો તથા ગાહામબારમાં ફાળો આપવો. દીનનાં ફરમાનોને બાહાને ખોટું તણાવું નહી, બલકે કરજ તો બિલકુલ કરવું નહી. વળી બીજું એવું જણાવેલું છે કે, અગરજો કોઈ શખ્સ ઘણી નાચારીની હાલતમાં હોએ, જેથી ગાહામબારનાં જશનમાં કાંઈ આપી શકે નહી તો, તેનેમાટે 'હુક્ષથ્રોતેમાઈ' અવસ્તા ફકરો ભણવાને ફરમાવેલું છે. બીજું જાણવાનું એ છે જે, ગાહામબારનાં જશનમાં શામેલ થઈ ઓછો ઇઆ વધતો ફાળો આપનારા સઘળાઓને, એક સરખો સવાબનો હિસ્સો હાંસેલ થાએછે).

**(૭) પઓઇર્યેહેચ[1] ના[2] મ્યજદહે[3] અધાઇતિ,[4] સ્પિતમ[5] જરથુશ્ત્ર,[6] યત્[7] મઇધ્યોઇજરેમ્યેહે,[8] મ્યજદવાઓ[9] રતુશ[10] અમ્યજદવનેમ[11] રતુનએમ[12] અયસ્નીમ[13] દસ્તે[14] અન્તરે[15] મજદયસ્નાઇશ.[16]**

**(૮) બિત્યેહેચ[17] ના[18] મ્યજદહે[19] અધાઇતિ,[20] સ્પિતમ[21] જરથુશ્ત્ર,[22] યત્[23] મઇધ્યોઇષેમહે,[24] મ્યજદવાઓ[25] રતુશ[26] અમ્યજદવનેમ[27] રતુનએમ[28] અવચો-ઉર્વઇતીમ[29] દસ્તે[30] અન્તરે[31] મજદયસ્નાઇશ.[32]**

(૭) (ગુંજાશ હોવા છતાં) (અગરજો) કોઈ શખ્સ,[2] અએ સપેતમાન[5] જરતોશ્ત[6]! પેહેલી[1] મ્યજદનો[3] ઇઆને[7] મેદીઓજરેમ (ગાહામબારનાં જશન) નો[8] (પોતાનો ફાળો) †નહી આપે[4] તો, જશન કરાવનાર[9] ‡વડો ધર્મગુરૂ[10] (પોતાનો ફાળો આપીને) તે મ્યજદમાં શામેલ

---

* અસલ અર્થ 'આપેલી, અર્પણ કીધેલી' (છે).

† 'નહી આપે'ને માટે સાધારણ રીતે 'નોઈત્ દધાઇતિ' આવે છે (જુઓ વંદીદાદની ૩ જી પરગરદનો ૩૫ મો ફકરો.) નકારનો અ ક્રિયાપદમાં લાગતો નથી. 'અધાઇતિ' બોલ ક્રિયાપદનું અસાધારણ રૂપ છે.

‡ અસલ અર્થ 'મ્યજદવાળો રતુ.'

નહી થનાર[૧૧] *શખ્સને[૧૨] માજદયસ્નો ( ની મિજલસ ) માં[૧૫-૧૬] ક્રિયામાં નહી શામેલ થનાર તરીકે[૧૩] †ઉઘાડો પાડે.[૧૪]

( ૮ ) ( ગુજાશ હોવા છતાં ) ( અગરજો ) કોઈ શખ્સ,[૧૮] અએ સ-પેતમાન[૨૧] જરતોશ્ત![૨૨] બીજી[૧૭] મ્યજદનો[૧૯] ઈઆને[૨૩] મએદીઓશહેમ ( ગાહામબારનાં જશન ) નો[૨૪] ( પોતાનો ફાળો ) નહી આપે[૨૦] તો, જ-શન કરાવનાર[૨૫] વડો ધર્મગુરૂ[૨૬] ( પોતાનો ફાળો આપીને ) તે મ્યજદમાં શામેલ નહી થનાર[૨૭] શખ્સને[૨૮] માજદયસ્નો ( ની મિજલસ ) માં[૩૧-૩૨] પોતાનો કોલ ( ઈઆને સખુન ) કરાર મુજબ અમલમાં નહી લાવનાર તરીકે[૨૯] ઉઘાડો પાડે.[૩૦]

( ૯ ) **થ્રિત્યેહેચ્ય[૩૩] ના[૩૪] મ્યજ્દહે[૩૫] અધાઇતિ,[૩૬] સ્પિતમ[૩૭] જરથુશ્ત્ર,[૩૮] યત્[૩૯] પઇતિશહ્યહે,[૪૦] મ્યજ્દવાઓ[૪૧] રતુશ[૪૨] અમ્યજ્દવનેમ્[૪૩] રતુનએમ્[૪૪] ગરેમો-વરંઘ્રહેમ્[૪૫] દસ્તે[૪૬] અન્તરે[૪૭] મજ્દયસ્નાઇશ.[૪૮]**

( ૧૦ ) **તૂઇર્યેહેચ્ય[૪૯] ના[૫૦] મ્યજ્દહે[૫૧] અધાઇતિ,[૫૨] સ્પિતમ[૫૩] જરથુશ્ત્ર,[૫૪] યત્[૫૫] અયાથ્રેમહે,[૫૬] મ્યજ્દવાઓ[૫૭] રતુશ[૫૮] અમ્યજ્દવનેમ્[૫૯] રતુનએમ્[૬૦] વારમ્નેમ્[૬૧] સ્તઓરેમ્[૬૨] ફ્રપેરેનઓઇતિ[૬૩] અન્તરે[૬૪] મજ્દયસ્નાઇશ.[૬૫]**

( ૯ ) ( ગુજાશ હોવા છતાં ) ( અગરજો ) કોઈ શખ્સ,[૩૪] અએ સપેતમાન[૩૭] જરતોશ્ત[૩૮]! ત્રીજી[૩૩] મ્યજદનો[૩૫] ઈઆને[૩૯] પએતેશહેમ ( ગા-હામબારનાં જશન ) નો[૪૦] ( પોતાનો ફાળો ) નહી આપે[૩૬] તો, જશન કરાવનાર[૪૧] વડો ધર્મગુરૂ[૪૨] ( પોતાનો ફાળો આપીને ) તે મ્યજદમાં શા-મેલ નહીં થનાર[૪૩] શખ્સને[૪૪] માજદયસ્નો ( ની મિજલસ ) માં[૪૭-૪૮] 'જણાઈ આવેલા ‡ગુનેહગાર તરીકે'[૪૫] ઉઘાડો પાડે.[૪૬]

---

* અસલ અર્થ મ્યજદ વગરના રતુના હાથ હેઠળનો અથવા રતુથી ઉતરતો.

† અસલ અર્થ 'જાહેર કરે.' ધાતુ दा=જાહેર કરવું; જુઓ ફ્ર-દથેન્ ( વંદીદાદની ૧૯ મી પરગરદનો ૯ મો ફકરો ) Expel બાતેલ કરે, હાંકી કાહાડે ( મિલ્સ ). એ વિદ્વાન્ 'દસ્તે'નો અર્થ એજ આફ્રરંગાનના ફકરા ૧૦—૧૨ માં આવેલા ફ્રપેરેનઓઇતિ ક્રિયાપદના જેવો તથા ઈજ- ૪૯, ૩ માં આવેલા અન્તરે-ગ્રૂયે ક્રિયાપદના જેવો ગણે છે.

‡ As a detected reprobate ( Mills ). અસલ અર્થ 'ગરમ છાતીવાળો' ઈઆને આતશની દિવ્ય ( Ordeal by Fire ) થી છાતી બળી ગએલી ( મિલ્સ ). આતશની કસોટી ( Test ) થી હારી ગએલો, ઈઆને છાતીઉપર પીગળાવેલી ધાતુ રેડવાથી તે છાતી બળી ગએલી, તેથી ગુનેહગાર સાબેત થએલો ( દારમેસ્તેતે ). વધુ ખોલાસામાટે જુઓ મારી અવસ્તા ફરહંગમાં વરંઘ્રહ્, વરંઘ્રહ બોલ.

( ૧૦ ) ( ગુનાહ હોવા છતાં ) ( અગરજો ) કોઈ શખ્સ,[૫૦] અએ સપેતમાન[૫૩] જરતોશ્ત ![૫૪] ચોથી[૪૯] મ્યજદનો[૫૧] ઈઆને[૫૫] અયાથ્રેમ ( ગાહામબારનાં જશન ) નો[૫૬] ( પોતાનો ફાળો ) નહી આપે[૫૨] તો, જશન કરાવનાર[૫૭] વડો ધર્મગુરૂ[૫૮] ( પોતાનો ફાળો આપીને ) તે મ્યજદમાં શામેલ નહી થનાર[૫૯] શખ્સને[૬૦] માજદયસ્નો ( ની મિજલસ )[૬૪-૬૫] માં 'રદ્દ થએલાં[૬૧] ઢોરની *માફક'[૬૨] ઉઘાડો પાડે.[૬૩]

( ૧૧ ) પુઋ્ધહેચ[૬૬] ના[૬૭] મ્યજ્દહે[૬૮] અધાઇતિ,[૬૯] સ્પિતમ[૭૦] જરથુશ્ત્ર,[૭૧] યત્[૭૨] મઇધ્યાઇર્યેહે,[૭૩] મ્યજ્દવાઓ[૭૪] રતુશ્[૭૫] અમ્યજ્દવનેમ્[૭૬] રતુનએમ્[૭૭] યાતેમ્[૭૮] ગએથનાંમ્[૭૯] ફ્રપેરેનઓઇતિ[૮૦] અન્તરે[૮૧] મજ્દયસ્નાઇશ.[૮૨]

( ૧૨ ) ક્ષ્ત્વહેચ[૮૩] ના[૮૪] મ્યજ્દહે[૮૫] અધાઇતિ,[૮૬] સ્પિતમ[૮૭] જરથુશ્ત્ર,[૮૮] યત્[૮૯] હમસ્પથ્મએદયેહે,[૯૦] મ્યજ્દવાઓ[૯૧] રતુશ્[૯૨] અમ્યજ્દવનેમ્[૯૩] રતુનએમ્[૯૪] આહૂઇરીમ્[૯૫] તકએષેમ્[૯૬] ફ્રપેરેનઓઇતિ[૯૭] અન્તરે[૯૮] મજ્દયસ્નાઇશ.[૯૯]

( ૧૩ ) અવએજો[૧૦૦] દિમ્[૧] પસ્ચએત[૨] ફ્રચ ખ્રઓસ્યોઇત્[૩] ફ્રચ સ્યજ્જયોઇત્;[૪] અવએજો[૫] દિમ્[૬] પસ્ચએત[૭] નાર્યુનિ[૮] ષ્ઓથ્ન[૯] અઇવિ-દઇથીત[૧૦] રતુશ્[૧૧] રતુનએમ્;[૧૨] અથ[૧૩] રતુનયો[૧૪] રતુમ્.[૧૫] અષેમ્ વોહૂ ૩.

( ૧૧ ) ( ગુનાહ હોવા છતાં ) ( અગરજો ) કોઈ શખ્સ,[૬૭] અએ સપેતમાન[૭૦] જરતોશ્ત[૭૧] ! પાંચમી[૬૬] મ્યજદનો[૬૮] ઈઆને[૭૨] મએદીઆરેમ ( ગાહામબારનાં જશન ) નો[૭૩] ( પોતાનો ફાળો ) નહીં આપે[૬૯] તો, જશન કરાવનાર[૭૪] ધર્મગુરૂ[૭૫] ( પોતાનો ફાળો આપીને ) તે મ્યજદમાં શામેલ નહી થનાર[૭૬] શખ્સને[૭૭] માજદયસ્નો ( ની મિજલસ ) ની હજુરમાં,[૮૧-૮૨] 'આએ દુનિયાંની[૭૯] તેની તમામ નેઆમતો[૭૮] ( અથવા સારી ચીજો[૭૮] ) †છીનવી લે.[૮૦]'

---

* As a refuse beast ( Mills ). પોતાનું સઉથી સરસ ઢોર ખોવાને ઈઆને તેની પાસેથી લઈ લેવાને દંડ ફરમાવેછે ( દારમેસ્તેતે ) મ્હોટા કદનું ઢોર છીનવી લેછે ( હારલે ); મના કીધેલાં ઢોર ઉપર ( On a forbidden beast ) તેને લાવેછે ( સ્પીગલ ).

† દારમેસ્તેતે. પરદેશી અથવા પારકા તરીકે (As an alien) માજદયસ્નોની મિજલસમાંથી તેને કાહાડી મુકે ( મિલ્સ ). જીંદગાનીનું સુખ અથવા જીંદગાનીના આશીર્વાદ ( The blessings of life ) લઈ લે ( સ્પીગલ ).

(૧૨) (ગુંજાશ હોવા છતાં) (અગરજો) કોઈ શખ્સ,[૮૪] અએ સપેતમાન[૮૭] જરતોશત[૮૮] । છઠ્ઠી[૮૩] મ્યજદનો[૮૫] ઇઆને[૮૬] હમસ્પથ્મએદએમ (ગાહામબારનાં જશન)નો[૯૦] (પોતાનો ફાળો) નહી આપે[૮૯] તો, જશન કરાવનાર[૯૧] ધર્મગુરૂ[૯૨] (પોતાનો ફાળો આપીને) તે મ્યજદમાં શામેલ નહી થનાર[૯૩] શખ્સને[૯૪] માજદયસ્નો (ની મિજલસ)ની હજુરમાં,[૯૮-૯૯] હોરમજદી દીનના તરીકાથી[૯૬] બાતેલ થયેલા તરીકે તેને *ઉઘાડો પાડે.[૯૭]

(૧૩) ત્યારપછી[૨] તે †નીતિવાન[૧૦૦] (ધર્મગુરૂ) તેને[૧] (ઇઆને ગાહામબારનાં જશનમાં ફાળો આપીને શામેલ નહી થનાર શખ્સને) (તે મિજલસમાં) પોકાર સાથે ઉઘાડો પાડે[૩] તથા (તેને) ‡હાંકી કાહાડે.[૪] ત્યારપછી[૭] તે નીતિવાન[૫] ધર્મગુરૂ[૧૧] તે ¶શખ્સને[૧૨] નારાસ્ત[૮] કાંમો[૯] લાગુ §પાડે.[૧૦] એ પ્રમાણે[૧૩] રતુના હાથ હેઠળનો પેલો શખ્સ[૧૪] રતુને[૧૫] (તાબે થાએ) (ઇઆને તેના હોકમ મુજબ અમલ કરે).

---

# આફ્રરંગાન રપિથ્વનનું.

(૩) અથ[૧] જી[૨] ગ્નઓત[૩] અહુરે। મજ્દાઓ[૪] સ્પિતમાઇ[૫] જરથુશ્લાઇ,[૬] રપિથ્વિનહે[૭] રથ્વો[૮] ઉખ્ધેમ[૯] વચો;[૧૦] પેરેસચ[૧૧] નાઓ,[૧૨] અષાઉમ[૧૩] જરથુશ્લ,[૧૪] યા[૧૫] તે[૧૬] અહુમાઇ[૧૭]

---

* દારમેસ્તેતે. હોરમજદના દીનના તરીકાથી અજ્ઞાન હોવાને લીધે, તે શિખવા (અથવા જાણવા)ને માટે તેને રદ્દ-બાતેલ કરે (મિલ્સ).

† અથવા ખાલેસ=અવીજેહ્ (ફારસી), મિલ્સ એ બોલને ક્રિયાવિશેષણ અવ્યય તરીકે ગણીને એનો અર્થ 'આનાકાની વગર, અચકાયા વગર' કરેછે

‡ ઇઆને મિજલસમાંથી બાતેલ થએલો ગણે. દારમેસ્તેતે ફારસી તરજુમાને આધારે એનો અર્થ 'તેને ગધેરે બેસાડીને હાથની તાલી પાડે' એ પ્રમાણે કરેછે.

¶ અસલ અર્થ 'રતુના હાથ હેઠળના માણસને, રતુને લગતાને' જુઓ એજ આફ્રરંગાનના ફકરા ૭—૧૨.

§ ઇઆને દીનની શરિયતથી ઉલટું કાંમ કીધેલું ગણે. નાર્ષનિ=ન+રષ્નુ=રશ્ને ઇજદને નહી પસંદ પડતું=ખરાબ; તે કામને મ્હોટા ઇઆને મરગરજાન ગુનાહનો ઇઆને તકસીરવાર ગણે (દારમેસ્તેતે); તે રતુ વગર અચકાવે તેની ઉપર તોજેશનાં કાંમો મુકે; ઇઆને ચોકસ કામો કરાવીને તેની પાસે તોજેસ કરાવે (મિલ્સ).

**પરૂસ્ત;[૧૮] પરૂસ્તેમ[૧૯] જી[૨૦] થ્વા[૨૧] યથના[૨૨] તત્[૨૩] અમવન્તેમ,[૨૪] યત્[૨૫] થ્વા[૨૬] ક્ષયાંસ્[૨૭] અએષેમ[૨૮] દયાત્[૨૯] અમવન્તેમ.[૩૦]**

(૩) (દાદાર) હોરમજદે[૪] સપેતમાન[૫] જરતોશ્તને[૬] રપિથ્વન (ઇઆને ગરમી) ની[૭] ફસલના[૮] બંદગીના[૯] કલામ બાએ[૧૦] આએ પ્રમાણે[૧] (ઇઆને નીચે જણાવ્યા મુજબ) તાકીદથી[૨] કહ્યું[૩] કે, અએ અશો[૧૩] જરતોશ્ત![૧૪] જે કાંઈ[૧૫] તુંને[૧૬] પુછવું હોએ તે[૧૮] *હમુને[૧૨] તું †પુછ;[૧૧] સબબ કે[૨૦] (તારીથી) પુછાએલો[૧૯] (દરેક સવાલ) તુંને[૨૧] હિમ્મત આપનારો[૨૪] (છે), તે એવી રીતે કે,[૨૫] રાજકર્ત્તા[૨૭] (તારી) બુલંદ[૩૦] મુરાદ[૨૮] તુને[૨૬] ‡બખશશે.[૨૯]

**ખોલાસો:—**(દાદાર હોરમજદ અશો જરતોશ્તને કેહેછે કે, તારી પેગમબરીનાં કાંમ વિશે જે કાંઈ પુછવું હોએ તે મને તું બેલાશક પુછ. એ કાંમમાં ઉસ્તેવાર થઈને આએ મારી દીનનાં તેહેકીકપણા બાએ પાદશાહ ગુશ્તાસ્પની જો તું ખાતરી કરશે તો, તે તુંને કુમક આપશે, અને તેથી તારી સર્વોત્તમ મુરાદ પાર પડશે.)

**(૪) પેરેસત્[૩૧] જરથુશ્ત્રો[૩૨] અહુરેમ મજ્દાંમ,[૩૩] અહુર મજ્દ[૩૪] મઇન્યો[૩૫] સ્પેનિશ્ત,[૩૬] દાતરે[૩૭] ગએથનાંમ[૩૮] અસ્તવઇતિનાંમ[૩૯] અષાઉમ;[૪૦] ચ્વત્[૪૧] હો ના[૪૨] અંઘ્રહુયાઇતે,[૪૩] ચ્વત્[૪૪] હો[૪૫] ના[૪૬] અષયેઇતિ,[૪૭] ચ્વત્[૪૮] અહ્માઇ[૪૯] નઇરે[૫૦] મીઝ્દેમ[૫૧] અંઘહત.[૫૨] (૫) યો[૫૩] રપિથ્વનહે[૫૪] રતુક્રિતિ[૫૫]**

---

* કેટલીએક વખતે, મુખ્ય કરીને ગાથામાં, હોરમજદને માટેના સર્વનામ એકવચનને બદલે બહુવચનમાં આવેછે, જેમકે ઈજ. ૨૮, ૨; ઈજ. ૩૨, ૯; ઈજ ૩૪, ૧૪ ઈત્યાદિ.

† અસલ અર્થ જે કાંઈ[૧૫] તારૂં[૧૬] હમુને[૧૭] પુછવાનું[૧૮] (હોએ તે) હમુને[૧૨] તું પુછ.[૧૧]

‡ અસલ અર્થ 'બખશી શકશે.' દયાત—શકયાર્થ પરસ્મૈપદ ૩ જો પુરૂષ એકવચન; ધાતુ દા=સં. દા=બખશવું. તુને જે કાંઈ પુછવું હોએ તે પુછ. જેટલું તું પુછશે તેટલો તુ હિમ્મતવાન થશે; જેમ તુ ઇચ્છશે તે પ્રમાણે રાજકર્તા તુને જોરાવર કરશે (દારમેસ્તેતે). પેરેસચથી એ ફકરાને છેડે અમવન્તેમ સુધીનો ભાગ, ગાથા બોલોના ફેરફાર સિવાએ, ઉશ્તવદ ગાથાના પેહેલા હાના ૧૦ મા ફકરામાં (ઈજ ૪૩, ૧૦) આવેછે.

**રપિથ્વિનેમ[૫૬] રતૂમ[૫૭] ફ્રમરાઇતે,[૫૮] રપિથ્વિનેમ[૫૯] રતૂમ[૬૦] ફ્રાયઝાઇતે,[૬૧] ફ્રસ્નાતએઇબ્ય[૬૨] જસ્તએઇબ્ય,[૬૩] ફ્રસ્નાતએઇબ્ય[૬૪] હાવનએઇબ્ય,[૬૫] ફ્રસ્તરેતાત[૬૬] પઇતિ[૬૭] બરેસ્મન,[૬૮] ઉજદાતાત[૬૯] પઇતિ[૭૦] હઓમાત,[૭૧] રઓચિન્તાત[૭૨] પઇતિ[૭૩] આથ્રત,[૭૪] સ્રાવયન્નાત[૭૫] પઇતિ[૭૬] અહુનાત વઇર્યાત,[૭૭] હઓમો-અંધ્રહરૂ-શ્તહે[૭૮] હિજ્વો,[૭૯] માંથ્રો-હિતહે[૮૦] તન્વો.[૮૧]**

(૪-૫) (પેગમબર) જરતોશ્તે[૩૨] (દાદાર) હોરમજદને[૩૩] પુછયું[૩૧] કે, હાડમંદ[૩૬] મુલુકોના[૩૮] અએ ઘણોજ વૃદ્ધિ કરનાર[૩૬] મીનો[૩૫] અશો[૪૦] પેદા કરનાર[૩૭] હોરમજદ ![૩૪] (૫) જે કોઈ[૫૩] પાક કીધેલા[૬૨] બેહુ હાથથી,[૬૩] પાક કીધેલી[૬૪] બેહુ હાવનીમથી,[૬૫] પાંથરેલી[૬૬] બરસમથી,[૬૭-૬૮] ઉંચે ધરેલા[૬૯] (અથવા કુટીને તૈયાર કીધેલા[૬૯]) હોમથી,[૭૦-૭૧] બળતા[૭૨] આતશની[૭૪] સનમુખ,[૭૩] ગાઇને ભણાતા[૭૫] *અહુનવરથી,[૭૬-૭૭] ગાળેલા હોમના રસથી †ભીજવેલી[૭૮] જબાનથી,[૭૯] (તથા) માંથ્રવાની (ઇઆને દીનના કલામ) ને તાબે થએલાં[૮૦] ‡તનથી,[૮૧] રપિથ્વનની[૫૪] વખતસરની બદગીથી[૫૫] રપિથ્વનની[૫૬] ફસલને[૫૭] યાદ કરે,[૫૮] રપિથ્વનની[૫૯] ફસલને[૬૦] આરાધે,[૬૧] (૪) તે માણસ[૪૨] કેટલું[૪૧] (સવાબ) હાંસેલ કરે ?[૪૩] તે[૪૫] માણસ[૪૬] કેટલાં (સવાબ) ને[૪૪] લાએક ગણાએ ?[૪૭] તે[૪૯] માણસને માટે[૫૦] કેટલો[૪૮] બદલો[૫૧] હોએ ?[૫૨]

**(૬) પઇતિ[૮૨]-પે[૮૩] અઓખ્ત[૮૪] અહુરો મજદાઓ,[૮૫] યથ[૮૬] વાતો[૮૭] રપિથ્વિતરાત[૮૮] નએમાત[૮૯] સ્પિતમ[૯૦] જરથુશ્ત્ર,[૯૧] વીસ્પેમ[૯૨] અહૂમ[૯૩] અસ્તવન્તેમ[૯૪] ફ્રાધતિચ[૯૫] વેરેધતિચ[૯૬] સઓષ્યન્તિચ[૯૭] અઇવિચ[૯૮] અષાઇતે[૯૯] જામયાઇતિ,[૧૦૦] અવત[૧] હો[૨] ના[૩] અંધ્રહુયેઇતે,[૪] અવત[૫] અષ્ઠાઇ[૬] નઇરે[૭] મીજ્દેમ[૮] અંધ્રહત.[૯] (૭) યો[૧૦] રપિથ્વિનહે[૧૧] રતુક્રિતિ[૧૨] રપિથ્વિનેમ[૧૩]**

---

* એની મુકાબેલ જુઓ મેહેર યશ્તનો ૯૧ મો ફકરો.

† ધાતુ હરેજ (સંસ્કૃત सृज्) નો અર્થ ‘ગાળવું’ તથા ‘ભીજવવું’ બેહુ થાએછે (જુઓ વીસ્પરદનો ૧૨ મો કરદો, પેહેલ્લો ફકરો; તથા વંદીદાદની ૬ ઠી પરગરદના ફકરા ૨—૪).

‡ ઈઆને જે તન દીનના ફરમાનોને વશ થએલું, નહી કે દુનિયાંની ખોટી મોજમજામા પડેલું તન. હિત=સંસ્કૃત सित=લગામમા રાખેલું, બાધેલું.

રતૂમ[૧૪] ફ્રમરાઇતે,[૧૫] રપિથ્વિનેમ[૧૬] રતૂમ[૧૭] ફ્રાયજ્ઞાઇતે,[૧૮] ફ્રસ્નાતએઇબ્ય[૧૯] જસ્તએઇબ્ય[૨૦] ફ્રસ્નાતએઇબ્ય[૨૧] હાવનએઇબ્ય[૨૨] ફ્રસ્તેરેતાત[૨૩] પઇતિ[૨૪] બરેસ્મન,[૨૫] ઉજદાતાત[૨૬] પઇતિ[૨૭] હઓમાત,[૨૮] રઓચિન્તાત[૨૯] પઇતિ[૩૦] આથ્રત,[૩૧] સ્રાવયમ્નાત[૩૨] પઇતિ[૩૩] અહુનાત વઇર્યાત,[૩૪] હઓમો-અંઘ્રહરશતહે[૩૫] હિજ્વો,[૩૬] માંથ્રો-હિતહે[૩૭] તન્વો.[૩૮]

(૮) ફ્રવઓચત[૩૯] અહુરો મજદાઓ[૪૦] સ્પિતમાઇ[૪૧] જરથુશ્ત્રાઇ,[૪૨] રપિથ્વિનહે[૪૩] રથ્વો[૪૪] ઉખધેમ[૪૫] વચો.[૪૬] અષેમ્ વોહૂ ૩.

(૬-૭) (દાદાર) હોરમજદે[૮૫] તેને[૮૩] (ઈઆને પેગમબર જરતોશ્તને) જવાબ આપ્યો[૮૨-૮૪] કે, જે પ્રમાણે[૮૬] દક્ષિણ[૮૮] તરફથી[૮૯] (ફુકતો) પવન,[૮૭] અએ સપેતમાન[૯૦] જરતોશ્ત![૯૧] તમામ[૯૨] હાડમંદ[૯૪] દુનિયાને[૯૩] વધારેછે,[૯૫] આબાદ કરેછે,[૯૬] તરોતાજગીવાળી *કરેછે,[૯૭] ખુશાલ કરેછે,[૯૮-૯૯] તથા સારી હાલતમાં †લાવેછે[૧૦૦] તે મુજબ, જે કોઈ[૧૦] પાક કીધેલા[૧૯] એહુ હાથથી,[૨૦] પાક કીધેલી[૨૧] એહુ હાવનીમથી,[૨૨] પાંથરેલી[૨૩] બરસમથી,[૨૪-૨૫] ઉંચે ધરેલા[૨૬] (અથવા કુટીને તૈયાર કીધેલા[૨૬]) હોમથી[૨૭-૨૮] બળતા[૨૯] આતશની[૩૧] સનમુખ,[૩૦] ગાઈને ભણાતા[૩૨] અહુનવરથી,[૩૩-૩૪] ગાળેલા હોમના રસથી ભીજવેલી[૩૫] જબાનથી,[૩૬] માંથ્રવાની (ઈઆને દીનના કલામ) ને તાબે થએલાં[૩૭] તનથી,[૩૮] રપિથ્વનની[૧૧] વખતસરની બદગીથી[૧૨] રપિથ્વનની[૧૩] ફસલને[૧૪] યાદ કરે,[૧૫] તથા રપિથ્વનની[૧૬] ફસલને[૧૭] આરાધે[૧૮] તે[૨] માણસને[૩] એટલો[૧] (સવાબ) હાંસલ થાય,[૪] તે[૬] માણસને માટે[૭] એટલો[૫] બદલો[૮] હોએ.[૯]

(૮) (એ પ્રમાણે ઈઆને ઉપર જણાવ્યા મુજબ) (દાદાર) હોરમજદે[૪૦] સપેતમાન[૪૧] જરતોશ્તને[૪૨] રપિથ્વન (ઈઆને ગરમી) ની[૪૩] ફસલના[૪૪] બંદગીના[૪૫] કલામ બાબે[૪૬] કહ્યું.[૩૯]

---

* અસલ અર્થ 'ફાએદો કરેછે.'

† અથવા સુધારેછે; અસલ અર્થ 'આગળ ચલાવેછે'; ધાતુ જમ્=સંસ્કૃત गम्=જવું; જામય (પ્રયોજ્ય)=ચલાવવું.

# આફ્રંગાન દહમાનનું.

ખોલાસો:—જાણવું જે, એ આફ્રગાન ફક્ત યઝશ્નેના ૬૦ મા હાના ૨—૭ ફકરા છે. એ ફકરા અવસ્તા દોઆ તંદરોસ્તીને નામે બી જણાએલાછે. એના તરજુમા ઇત્યાદિને માટે જુઓ એજ ચોપડીને છેડે દોઆ તંદરોસ્તી ( અવસ્તામાં ), સફો ૪૦૯—૪૧૧.

( ૨ ) તાઓ અહ્મિ ન્માને જસ્યારેશ, યાઓ અષઓનાંમ ક્ષ્નૂતસચ, અષયસચ, વ્યાદઇબિશચ, પઇતિ-જન્તયસચ; ઉસ્ નૂ અંઘ્રહાઇ વીસે જમ્યાત્ અષેમચ, ક્ષથ્રેમચ, સવસચ, ખરેનસચ, ખાથ્રેમચ. દરેઘો-ક્તેમધ્વેમચ અંઘ્રહાઓ દએનયાઓ યત્ આહુરોઇશ જરથુશ્ત્રોઇશ. ( ૩ ) અસિશ્ત નૂ અંઘહત્ હચ વીસત્ ગાઉશ્ બુયાત્; અસિશ્તેમ્ અષેમ્, અસિશ્તેમ્ નર્શ અષઓનો અઓજો, અસિશ્તો આહૂઇરિશ્ ત્કએષો ( ૪ ) જમ્યાંન્ ઇથ્ર અષાઉનાંમ્ વંઘ્રઉહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષઓ, અષોઇશ બએષજ હચિમ્નાઓ જેમ-ફ્રથ્રંઘહ, દાનુ-ડાજંઘહ, હવરે-બરેજંઘહ; ઇશ્તેએ વંઘ્રંહ્વંહાંમ્, પઇતિશ્તાતેએ આતરનાંમ્, ફ્ષ-વક્ષ્યાઇ રયાંમચ ખરેનંઘ્રહાંમચ.

( ૫ ) વઇનીત્ અહ્મિ ન્માને સ્રઓષો અસ્રુશ્તીમ્, આક્ષ્તિશ અનાક્ષ્તીમ્, રાઇતીશ અરાઇતીમ્, આર્મઇતિશ તરોમઇતીમ્, અરષુખ્ધો વાક્ષ મિથઓખ્તેમ્ વાચિમ્ અષ-હુજેમ. ( ૬ ) યથ અહ્મ્ય અમેષાઓ સ્પેન્ત સ્રઓષાત્ અષ્યાત્ પઇતિષાંન્ વંઘ્રહુશ યસ્નાંસચ વહ્માંસચ વોહૂ યસ્નેમચ વહ્મેમચ, હુબેરેતીમચ, ઉશ્ત-બેરેતીમચ, વન્ત-બેરેતીમચ. આ દરેઘાત્ ખ્રાઅઇર્‌યાત્. ( ૭ ) મા યવે ઇમત્ ન્માનેમ્ ખાથ્રવત્ ખરેનો ફ્રજહીત્; મા ખાથ્રવઇતિ ઇશતિશ, મા ખાથ્રવઇતિ આસ્ન ફ્રજઇન્તિશ; ખાથ્રો-દિસ્યેહે પઇતિ અષોઇશચ વંઘ્રહુયાઓ દરેઘેમ *હખ્મ. અષેમ્ વોહૂ ૩.

* એના તરજુમા ઇત્યાદિને માટે જુઓ સફો ૪૦૯—૪૧૧.

# આફ્રંગાન સરોશનું.

ખોલાસો:—જાણવું જે, એ આફ્રંગાનમાં સરોશ યશત વડીના ફક્ત પેહેલા ત્રણ કરદા ભણવામાં આવે છે; બીજા બોલોમાં બોલીએ તો, સરોશ યશત વડીના પેહેલા ત્રણ કરદા તે સરોશનું આફરંગાન. એના તરજુમા ઇત્યાદિને માટે જુઓ એજ કેતાબમાં સરોશ યશત વડી, સફે ૨૮૧—૨૮૩.

(કરદો ૧ લો) (૨) **સ્રઓષેમ અષીમ હુરઓધેમ વેરેથ્રાજનેમ્ ફ્રાદત્-ગએથેમ્ અષવનેમ્ અષહે રતૂમ્ યજમઇદે. યો પઓઇર્યો મજદાઓ દામાંન્, ફ્રસ્તેરેતાત્ પઇતિ બરે-સ્મન્, યજત અહુરેમ્ મજદાંમ્, યજત અમેષે સ્પેન્તે, યજત પાયૂ થ્વોરેશ્તાર, યા વીસ્પ થ્વેરેસતો દામાંન્.**

(૩) **અહે રય ખરેનંઘહચ, અંઘહે અમ વેરેથ્રઘ્નચ, અહે યસ્ન યજતનાંમ્ તેમ્ યજાઇ સુરૂન્વત યસ્ન; સ્રઓષેમ અષીમ જઓથ્રાબ્યો, અષીમચ વંઘુહીમ્ બેરેજઇતીમ્, નઇરીમચ સંઘહેમ્ હુરઓધેમ. આચ નો જમ્યાત્ અવંઘહે વેરેથ્રજાઓ સ્રઓષો અષ્યો. (૪) સ્રઓષેમ અષીમ યજમઇદે; રતૂમ્ બેરેજન્તેમ્ યજમઇદે, યિમ્ અહુરેમ મજદાંમ્, યો અષહે અપનોતેમો, યો અષહે જધ્નૂશ્તેમો. વીસ્પ સ્રવાઓ જરથુશત્રિ યજમઇદે. વીસ્પચ હ્વરૂશ્ત શ્યઓથ્ન યજમઇદે, વરૂશ્તચ વરેશ્યમ્નચ.**

**યેંઘહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘહો,**
**મજદાઓ અહુરો વએથા અષાત્ હચા,**
**યાઓંઘહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.**

(કરદો ૨ જો) (૫) **સ્રઓષેમ અષીમ હુરઓધેમ વેરેથ્રાજનેમ્ ફ્રાદત્-ગએથેમ્ અષવનેમ્ અષહે રતૂમ્ યજમઇદે. (૬) યો પઓઇર્યો બરેસ્મ ફ્રસ્તેરેનત થ્રયક્તીશચ પન્ચ-યક્તીશચ, હપ્ત-યક્તીશચ, નવ-યક્તીશચ, આઝ્નૂશચ, મઇધ્યો-પઇતિશતાનાંસચ, અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, યસ્નાઇચ વહ્માઇચ ખ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

અહે રય ખરેનંઘહચ, અંઘ્રહે અમ વેરેથ્રઘ્નચ, અહે યસ્ન યજતનાંમ્ તેમ્ યજાઇ સુરૂન્વત યસ્ન; સ્રઓષેમ્ અષીમ્ જઓથ્રાબ્યો, અષીમચ વંઘઉહીમ્ એરેજઇતીમ, નઇરીમચ સંઘ્રહેમ્ હુરઓધેમ. આચ નો જમ્યાત્ અવંઘહે વેરેથ્રજાઓ સ્રઓષો અષ્યો. સ્રઓષેમ્ અષીમ્ યજમઇદે; રતૂમ્ એરેજન્તેમ્ યજમઇદે, યિમ્ અહુરેમ મજદાંમ, યો અષહે અપનોતેમો, યો અષહે જઘમૂશ્તેમો. વીસ્પ સ્રવાઓ જરથુશત્રિ યજમઇદે. વીસ્પચ હ્વરૂશ્ત ષ્યઓથ્ન યજમઇદે, વરૂશ્તચ વરેષ્યમ્નચ.

યેંઘહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘહો,
મજદાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંઘહાંમચા તાંસચા તાઓસચા યજમઇદે.

( કરદો ૩ જો ) ( ૭ ) સ્રઓષેમ્ અષીમ્ હુરઓધેમ્ વેરેથ્રાજનેમ્ ફ્રાદત્-ગએથેમ્ અષવનેમ્ અષહે રતૂમ્ યજમઇદે. ( ૮ ) યો પઓઇર્યો ગાથાઓ ફ્રસ્રાવયત્, યાઓ પન્ચ સ્પિતામહે અષઓનો જરથુશ્ત્રહે, અફ્સ્મનિવાંન્, વચસ્તશ્તિવત્, મત્-આજઇન્તીશ, મત્-પઇતિ-ફ્રસાઓ, અમેષનાંમ્ સ્પેન્તનાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.

અહે રય ખરેનંઘહચ, અંઘ્રહે અમ વેરેથ્રઘ્નચ, અહે યસ્ન યજતનાંમ્ તેમ્ યજાઇ સુરૂન્વત યસ્ન; સ્રઓષેમ્ અષીમ્ જઓથ્રાબ્યો, અષીમચ વંઘઉહીમ્ એરેજઇતીમ, નઇરીમચ સંઘ્રહેમ્ હુરઓધેમ. આચ નો જમ્યાત્ અવંઘહે વેરેથ્રજાઓ સ્રઓષો અષ્યો. સ્રઓષેમ્ અષીમ્ યજમઇદે; રતૂમ્ એરેજન્તેમ્ યજમઇદે, યિમ્ અહુરેમ મજદાંમ, યો અષહે અપનોતેમો, યો અષહે જઘમૂશ્તેમો. વીસ્પ સ્રવાઓ જરથુશત્રિ યજમઇદે. વીસ્પચ હ્વરૂશ્ત ષ્યઓથ્ન યજમઇદે વરૂશ્તચ વરેષ્યમ્નચ.

યેંઘહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘહો,
મજદાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંઘહાંમચા તાંસચા તાઓસચા યજમઇદે.

અષેમ્ વોહૂ ૩.

---

# દરેક આફરંગાનને છેડે ભણાતો કરદો.

( ૮ ) ( રાસ્પી ભણે ) અહુરહે મજ્દાઓ[૧] રૂએવતો[૨] ખરેનંઘ્રઉહ્તો,[૩]

( જોતી તથા રાસ્પી બેહુ ભણે. ) આફ્રીનામિ[૪] ક્ષથ્રયાંન[૫] દઇંઘ્રહુ-પઇતિ,[૬] ઉપરાઇ[૭] અમાઇ[૮] ઉપરાઇ[૯] વેરેથ્રાઇ[૧૦] ઉપરાઇ[૧૧] ક્ષથ્રાઇ[૧૨] ક્ષથ્રેમચ[૧૩] પઇતિ-અસ્તીમચ,[૧૪] દરેઘો-ક્ષથ્રેમ[૧૫] ક્ષથ્રહે,[૧૬] દરેઘો-જીતીમ[૧૭] ઉશ્તાનહે,[૧૮] દ્રવતાતેમ[૧૯] તનુબ્યો.[૨૦]

( ૯ ) અમેમ[૨૧] હુતશ્તેમ[૨૨] હુરઓધેમ,[૨૩] વેરેથ્રઘ્નેમ[૨૪] અહુર-ધાતેમ,[૨૫] વનઇન્તીમચ[૨૬] ઉપરતાતેમ,[૨૭] પોઉરૂ-સ્પક્ષ્તીમ[૨૮] તિબ્રષયન્તાંમ,[૨૯] પઇતી-જઇતીમ[૩૦] દુશ્મઇન્યુનાંમ,[૩૧] હથ્રા-નિવાઇતીમ[૩૨] હમેરેથનાંમ[૩૩] અઉર્વથનાંમ[૩૪] તિબ્યન્તાંમ.[૩૫]

( ૧૦ ) આફ્રીનામિ[૩૬] વવન્વાઓ[૩૭] વનત્-પેષેને[૩૮] બુયે,[૩૯] વીસ્પેમ[૪૦] અઉર્વથેમ[૪૧] તિબ્ર્યન્તેમ,[૪૨] વીસ્પેમ[૪૩] અઘેમ[૪૪] તિબ્યન્તેમ;[૪૫] અરથ્વ્યો-મનંઘ્રહેમ,[૪૬] અરથ્વ્યો-વચંઘ્રહેમ[૪૭] અરથ્વ્યો-બ્યઓથ્નેમ.[૪૮]

( ૧૧ ) વવને[૪૯] બુયે[૫૦] રથ્વ્ય[૫૧] મનંઘ્રહ,[૫૨] રથ્વ્ય[૫૩] વચંઘ્રહ,[૫૪] રથ્વ્ય[૫૫] બ્યઓથ્ન.[૫૬] નિજને[૫૭] બુયે[૫૮] વીસ્પે[૫૯] દુશ્મઇન્યૂ[૬૦] વીસ્પે[૬૧] દએવયસ્ન;[૬૨] જજે[૬૩] બુયે[૬૪] વંઘહાઉચ[૬૫] મિઝ્દે,[૬૬] વંઘ્રહાઉચ[૬૭] સ્રવહિ,[૬૮] ઉરૂનએચ[૬૯] દરેઘે[૭૦] હવંઘ્રહે.[૭૧]

( ૧૨ ) આફ્રીનામિ[૭૨] દરેઘેમ[૭૩] જ્વ,[૭૪] ઉશ્ત[૭૫] જ્વ,[૭૬] અ-વંઘ્રહે[૭૭] નરાંમ[૭૮] અષઓનાંમ,[૭૯] આંજંઘ્રહે[૮૦] દુઝ્વર્શ્તાવરેજાંમ,[૮૧] વહિશ્તેમ[૮૨] અહૂમ[૮૩] અષઓનાંમ[૮૪] રઓચંઘ્રહેમ[૮૫] વીસ્પો-ખાથ્રેમ.[૮૬] અથ[૮૭] જમ્યાત[૮૮] યથ[૮૯] આફ્રીનામિ.[૯૦]

☞ હુમતનાંમ હૂખ્તનાંમ હ્વર્શ્તનાંમ, યદચા અન્યદચા, વેરેઝ્યમ્નાંમચા વાવરેજનનાંમચા, મહી અઇબી-જરેતારો નએનએસ્તારો, યથના વોહુનાંમ *મહી ( ☞ બે વાર પઢે. )

* એ ફકરાના તરજુમાને માટે જુઓ મ્હોટી હસન ચરત સફો ૧૭૪–૧૭૫.

( ૮ ) ખજાનો રાખનાર[૨] તથા ખોરેહવાળા[૩] ( દાદાર ) હોરમજદના[૧] ( તરીકા મુજબ ચાલનાર ) રાજ કરનાર[૫] દેશના ધણીને[૬] વધારે બુલંદ[૭] હિમ્મત,[૮] વધારે ચઢતી[૯] ફતેહ[૧૦] ( તથા ) વધારે દરજ્જાવાળી[૧૧] પાદશાહી ( હાંસેલ થવાને ) માટે[૧૨] હું દુઆ *માંગુછું.[૪] ( વળી ) ( તેની ) પાદશાહી,[૧૩] ( તેની તરફ હમારી ) ફરમાન બરદારી,[૧૪] ( તેની ) સલતનતની[૧૬] લાંબા વખત સુધીની હકુમત,[૧૫] ( તેના ) જીવની[૧૮] લાંબી જીંદગી[૧૭] ( તથા ) ( તેનાં ) તનની[૨૦] મજબૂટી[૧૯] ( ઈઆને તંદરોસ્તી ) ( એ બધાને માટે ) ( દાદાર હોરમજદ પાસે ) હું દુઆ માંગુછું.[૪]

( ૯ ) પુરતી રીતે મજબૂટ[૨૨] ( અને ) ખુબસુરત[૨૩] હિમ્મત,[૨૧] હોરમજદની પેદા કીધેલી[૨૫] ફતેહ,[૨૪] ફતેહમંદ[૨૬] સરસાઈ,[૨૭] અદેખાઓનું[૨૯] પુરતી રીતે †જેર કરવુ,[૨૮] દુશ્મનોની[૩૧] સાંભે મારવું,[૩૦] અદેખા[૩૫] ( તથા ) સાથે લડનારા[૩૩] વેરીઓને[૩૪] નીચે તોડી પાડવાનું જોર[૩૨]—( એ સઘળુ ) ( હમારી ઉપર રાજ કરતા પાદશાહને હાંસેલ થાએ એવી ) હું દુઆ ‡માંગુછુ.[૪]

( ૧૦ ) હું દુઆ માંગુંછું[૩૬] કે, ( હમારી ઉપર રાજકરનાર પાદશાહ ) બુરા વિચારના,[૪૬] ખરાબ સખુન બોલનાર[૪૭] ( તથા ) નાલાએક કામ કરનાર[૪૮] દરેક[૪૦] કીનાખોર[૪૨] દુશ્મનને[૪૧] ( તથા ) દરેક[૪૩] બુરા[૪૪] કપટી માણસને[૪૫] ફતેહમદ[૩૭] લડાઈમાં જીતનારો[૩૮] ( અથવા તોડનારો[૩૮] ) થાએ ![૩૯]

( ૧૧ ) ( વળી ) ( હમારી ઉપર રાજકરનાર પાદશાહ ) નેક[૫૧] વિચારથી,[૫૨] સાચ્ચા[૫૩] સખુનથી[૫૪] ( તથા ) કાએદાસરના[૫૫] કાંમથી[૫૬] ( પોતાની મુરાદમાં ) ફતેહમદ થાએ ![૪૯-૫૦] ( વળી ) ( તે ) તમામ[૫૯] દુશ્મનોને[૬૦] ( તથા ) તમામ[૬૧] દેવ-પરસ્તોને[૬૨] તોડે,[૫૭-૫૮] ( અને ) ( એ સઘળું ) ભલા[૬૫] બદલામાં,[૬૬] ભલી[૬૭] કીર્તિ ( ના અવેજ ) મા[૬૮] તથા પોતાનાં રવાનનેમાટે[૬૯] લાંબા વખતની[૭૦] પવિત્રાઈ ( ના અવેજ ) મા[૭૧] તે ¶મેળવે.[૬૩-૬૪]

( ૧૨ ) ( ભણનાર કહેછે ) ( હમારી ઉપર રાજકરનારને માટે

---

* ઈઆને હમારી ઉપર રાજ કરતા પાદશાહની હિમ્મત, ફતેહ તથા તેની હકુમતમાં વધારો થાએ એવી હું અંતઃકરણથી દુઆ ચાહુંછું.

† હમુને દુઃખ દેનારાઓની સાંભે નગેહબાની ( દારમેસ્તેતે ). એની મુકાબેલ જુઓ સરોશ યશ્ત વડી, ૧૦ મા ફકરાનો છેડેનો ભાગ, સફે ૨૯૧—૨૯૨.

‡ ઉપરના ફકરામાં આવેલો 'આફ્રીનામિ' ક્રિયાપદ ઈહાં લેવાનો.

¶ એની મુકાબેલ જુઓ આતશ નીઆએશ, ફકરો ૬ ઠો, સફે ૮૧ મો.

નીચે મુજબ ) હું દુઆ માંગુંછું[૭૨]:—રાસ્ત[૭૯] માણસોની[૭૮] મદદને માટે[૭૭] ( તથા ) દુષ્ટ કાંમ કરનારાઓની[૮૧] *પીડાને માટે,[૮૦] લાંબો વખત સુધી[૭૩] તું જીવતો રેહેજે![૭૪] આબાદી સાથે[૭૫] તું જીવતો રેહેજે![૭૬] અશો (લોકો) નું[૮૪] રોશન[૮૫] ( તથા ) તમામ સુખાકારીવાળું[૮૬] બેહેશ્ત[૮૨-૮૩] ( તુંને મળે તેને માટે ) હું દુઆ ચાહુંછું.[૭૨] જેમ[૮૯] હું દુઆ માંગુંછું[૯૦] તેમ[૮૭] થાઓ![૮૮] ( ઈઆને મારી દુઆ આમીન થાઓ! )

---

# દોઆ તંદરોસ્તી† ( અવસ્તામાં ).

---

( ૨ ) તાઓ[૧] અહ્મિ[૨] ન્માને[૩] જમ્યારેશ,[૪] યાઓ[૫] અષઓનાંમ્[૬] ક્ષ્નૂતસ્ચ,[૭] અષયસ્ચ,[૮] વ્યાદદબિશચ,[૯] પઇતિ-જન્તયસ્ચ;[૧૦] ઉસ[૧૧] નૂ[૧૨] અંઘ્રહાઇ[૧૩] વીસે[૧૪] જમ્યાત્[૧૫] અષેમ્ચ,[૧૬] ક્ષથ્રેમ્ચ,[૧૭] સવસ્ચ,[૧૮] ખ્રરેનસ્ચ,[૧૯] ખ્રાથ્રેમ્ચ.[૨૦] દરેઘા-ફ્રતેમથ્વેમ્ચ[૨૧] અંઘ્રહાઓ[૨૨] દએનયાઓ[૨૩] યત્[૨૪] આહુરોઇશ[૨૫] જરથુશ્ત્રોઇશ.[૨૬] ( ૩ ) અસિશ્ત[૨૭] નૂ[૨૮] અંઘ્રહુત્[૨૯] હુચ[૩૦] વીસત્[૩૧] ગાઉશ[૩૨] બુયાત્;[૩૩] અસિશ્તેમ્[૩૪] અષેમ,[૩૫] અસિ-શ્તેમ્[૩૬] નર્શ[૩૭] અષઓનો[૩૮] અઓજો,[૩૯] અસિશ્તો[૪૦] આહુઇરિશ[૪૧] ત્કએષે.[૪૨] ( ૪ ) જમ્યાંન્[૪૩] ઇથ્ર[૪૪] અષાઉનાંમ્[૪૫] વંઘ્રઉહીશ[૪૬] સૂરાઓ[૪૭] સ્પેન્તાઓ[૪૮] ફ્રવષયો,[૪૯] અષોઇશ[૫૦] બએષજ[૫૧] હચિમ્નાઓ[૫૨] જેમ-ફ્રથંઘ્રહ[૫૩] દાનુ-દ્રાજંઘ્રહ,[૫૪] હુવરે-બરેજંઘ્રહ;[૫૫] ઇશ્તેએ[૫૬] વંઘ્રહુંઘ્રહાંમ્,[૫૭] પઇતિશ્તાતેએ[૫૮] આતરનાંમ્,[૫૯] ફ્રષ-વક્ષ્યાઇ[૬૦] રયાંમ્ચ[૬૧] ખ્રરેનંઘ્રહાંમ્ચ.[૬૨]

( ૨ ) આએ[૨] ઘેરમાં[૩] આએ[૧] ( નીચે જણાવેલા સદ્ગુણો ) કે જે[૫] અશો ( લોકો ) ની[૬] ખુશ્નુદી,[૭] ( તેઓની ) આશીર્વાદ,[૮] ( તેઓનાં જેવું ) નિષ્કપટપણું[૯] તથા શુકર-ગુજારી[૧૦] આવે![૪] હવે[૧૨] આએ[૧૩] કબીલાનેમાટે[૧૪]

---

* ઈઆને સદ્ગુણી તથા રાસ્ત માણસોને પૈસા ઇત્યાદિનો ઘટતો આશ્રો આપવાને, તથા બુરા શખ્સોને તોડી તેઓને શેકસ્ત કરવાને માટે.

† એ દોઆનો આખો ભાગ ( ફકરા ૨-૭ ) ઈજશ્નેના ૬૦ મા હામાંથી લીધો છે. વળી એજ અવસ્તા દહમાનના આફરંગાન તરીકે બી ભણવામાં આવેછે.

રાસ્તી,[१६] હકુમત,[१७] *આબાદી,[१८] કીર્તિ[१९] તથા †સુખકારી[२०] ઉત્પન્ન થાઓ ![११-१५] આએ હોરમજદી[२५] જરતોશતી[२६] દીનનું[२३] લાંબા વખત સુધીનું ઉત્તમપણું[२१] ( અથવા શ્રેષ્ઠતા ) ( હોજો )! ( ૩ ) હવે[२८] આએ[२९] ખાંનદાન[३१] માંથી[३०] ‡હમેશાં[२७] ગાએઢોર[३२] ઉત્પન્ન થજો ![३३] હમેશાં[३४] રાસ્તી,[३५] હંમેશાં[३६] અશો[३८] માણસનું[३७] કૌવત,[३९] ( તથા ) હમેશાં[४०] હોરમજદી[४१] તરીકો[४२] આએ[२९] ખાંનદાન[३१] માંથી[३०] ઉત્પન્ન થજો ![३३]

**ખોલાસો:—**( આએ કબીલામાં ગાએઢોરની ઝીઆદતી જથુક થયા કરે ! તથા રાસ્તી તથા રાસ્તીનાં કામો કરવાનું કૌવત તથા હોરમજદી તરીકો હમેશાં ચાલુ રેહે, અને તેમાં કોઈબી રીતની ખલલ નહી થાએ ! )

( ૪ ) અશો ( લોકો ) નાં[४५] ભલાં[४६] ગાલેબ,[४७] તથા ( દુનિયાંની ) આબાદી કરનારાં[४८] ફરોહરો[४९] જમીનની પોહોળાઈ જેટલા,[५३] નદીની લંબાઈ જેટલા[५४] ( અને ) ખોરશેદની ઉંચાઈ જેટલા[५५] અશોઈના[५०] ઉપાયો[५१] પોતાની સાથે લઈને[५२] આએ ¶મુકામમાં[४४] $આવે.[४३]

**ખોલાસો:—**( શામાટે ફરોહરો આવે તે બાબે નીચે જણાવેછે. )

વધારે ભલાં ( માણસો ) ની[५७] મુરાદ ( બરલાવવા ) નેમાટે,[५६] દુષ્ટ ( માણસો )ની[५९] સાંભે થવાનેમાટે,[५८] તથા દોલત[६१] તથા §કીર્તિના[६२] વધારાનેમાટે[६०] આએ મુકામમાં[४४] ફરોહરો[४९] આવે ![४३]

**( ૫ ) વહનીત[६३] અહ્મિ[६४] ન્માને[६५] સ્રઓષો[६६] અસુરતીમ,[६७] આક્ષુતિશ[६८] અનાક્તીમ,[६९] રાઇતિશ[७०] અરાઇતીમ,[७१] આર્મે-**

---

* 'સવસચ 'નો અર્થ ' ફાએદો, નફો, બરકત ' બી થાએછે.

† ' ખરેનસચ ખાથ્રેમચ ' નો અર્થ ખોરેહ તથા નુર બી થાએછે.

‡ ' અસિશ્ત 'નો અસલ અર્થ ' સહુથી શેતાબ ' થાએછે. એનું બીજું રૂપ ' આસિશ્ત ' છે ( જુઓ મ્હોટી હોમ યશ્તનો કરદો ૧ લો, ફકરો ૧૫ મો, સફો ૩૩૯–૩૪૦ ). પ્રોફેસર દારમેસ્તેતે એ બોલને નીચે મુજબ સમજાવેછે:—નહી નાશ પામેલું ( અ+સિશ્ત ); ધાતુ સ્યંહ્. એ ધાતુ ઉપરથી તે વિદ્વાન પઇતિ-સ્યોદ્રુમ ( તમે કાપી નાખો ) લેછે. જુઓ ઈજશ્નેનો ૪૮ મો હા, ૭ મો ફકરો.

¶ ઈઆને આએ કબીલામાં; અસલ અર્થ ' આએ તરફ ' ( ઈથ્ર ) છે.

$ એની મતલબ એવી દીસેછે કે, જે ઘરમાં અશો લોકોનાં ફરોહરો આવે, ત્યાંહાં તેઓ પોતાની સાથે તમામ દુનિયાંનું સુખ લેતાં આવે.

§ ' રયાંમચ ખરેનંઘ્રહાંમચ ' નો અર્થ ખોરેહ તથા નુર બી થાએછે.

ઇતિશ[૭૨] તરોમઇતીમ,[૭૩] અરૂશુખ્ધો[૭૪] વાક્ષ[૭૫] મિથઓખ્તેમ[૭૬] વાચિમ,[૭૭] અષદુજેમ[૭૮] ( ૬ ) યથ[૭૯] અહ્મ્ય[૮૦] અમેષાઓ[૮૧] સ્પેન્ત[૮૨] સ્રઓષાઘ[૮૩] અષ્યાઘ[૮૪] પઇતિષાંન્[૮૫] વંધ્રહૂશ[૮૬] યસ્નાંસચ[૮૭] વહ્માંસચ,[૮૮] વોહૂ[૮૯] યસ્નેમચ[૯૦] વહ્મેમચ,[૯૧] હુઐરેતીમચ,[૯૨] ઉશ્ત-ઐરેતીમચ,[૯૩] વન્ત-ઐરેતીમચ.[૯૪] આ-ફ્રેઘાત્[૯૫] ખ્ષાબઇસ્યાત્.[૯૬] ( ૭ ) મા[૯૭] યવે[૯૮] ઇમત્[૯૯] ન્માનેમ[૧૦૦] ખ્ષાથ્રવત્[૧] ખરેનો[૨] ફ્રજહીત્;[૩] મા[૪] ખ્ષાથ્રવઇતિ[૫] ઇશતિશ,[૬] મા[૭] ખ્ષાથ્રવઇતિ[૮] આસ્ન[૯] ફ્રજઇન્તિશ;[૧૦] ખ્ષાથ્રો હિસ્યેહે[૧૧] પઇતિ[૧૨] અષોઇશ્ચ[૧૩] વંધ્રહુયાઓ[૧૪] દરેઘેમ[૧૫] હુખ્મ.[૧૬]

( ૫ ) આએ[૬૪] ઘેરમાં[૬૫] તાબેદારી[૬૬] નાફરમાન-બરદારીને[૬૭] મારે ![૬૩] સલાહ સંપજ[૬૮] કજીઆ કંકાશને[૬૯] મારે ![૬૩] સખાવત[૭૦] બખીલીને[૭૧] ( અથવા પૈસાના લોભને[૭૧] ) મારે ![૬૩] સભ્યતા[૭૨] મગરૂરીને[૭૩] મારે ![૬૩] સાચ્ચો બોલેલો[૭૪] સખુન[૭૫] અશોઈને *તોડનારા[૭૮] જુઠા બોલેલા[૭૬] સખુનને[૭૭] †મારે ![૬૩] ( ૬ ) કે જેથી કરીને[૭૯] આએ ( મુકામ ) માં[૮૦] અમશાસ્પંદો[૮૧-૮૨] અશો[૮૪] સરોશ ( ઈજદ ) ની મારફતે[૮૩] ભલી[૮૬] ઈજ્શ્નેઓ[૮૭] તથા આરાધનાઓ,[૮૮] સારી[૮૯] ઇજશ્ને[૯૦] તથા આરાધના,[૯૧] સારી ભેટ,[૯૨] તંદરોસ્તી આપનારી ભેટ[૯૩] તથા દોસ્તી ભરેલી ભેટ[૯૪] ઇચ્છે[૮૫] ( અથવા માંગે ). ( આએ કબીલો ) લાંબો વખતસુધી[૯૫] પોતાનું રક્ષણ કરે ![૯૬] ( ૭ ) આએ[૯૯] ઘેરને[૧૦૦] આસાનીવાળું[૧] ખોરેહ,[૨] આસાનીવાળું[૫] સુખ,[૬] ( તથા ) આસાનીવાળાં[૮] ( અને ) જાતી અક્કલનાં[૯] ફરજંદ[૧૦] કદીપણ[૯૮] છોડે[૩] નહી ![૯૭] ( વળી ) જે ચીજો આસાની ‡આપનારી ( છે ) તેની[૧૧] તથા અશિશવંઘની[૧૩-૧૪] લાંબી[૧૫] દોસ્તી[૧૬] આએ[૯૯] ઘેરને[૧૦૦] કદીપણ[૯૮] છોડે[૩] ¶નહી ![૯૭]

---

* 'અષ-દુજેમ્'ને 'વાચિમ્'ના વિશેષણ ગણવાને બદલે 'અષ દુજેમ્' એ પ્રમાણે છુટા લઇએ તો, 'રાસ્તી જુદાઇને મારે' એમ અર્થ થઈ શકે.

† ઈઆને આએ કબીલાનાં માણસોમાં ફરમાન બરદારી, એકદિલી, સખાવત, સભ્યતા, સત્યતા, ઇત્યાદિ સદ્ગુણો કાએમ રેહે, અને તેઓ હમેશાં એક બીજા સાથે હલીમલીને સલાહ સંપજથી સાથે રેહે.

‡ ખ્ષાથ્રો-હિસ્યેહે'ના અસલ અર્થ 'આસાની—સુખ શિખવનારી' થાએછે.

¶ વધારે ખોલાસા માટે જુઓ ઈજશ્નેના મારો તરજુમો, ૬૦ મો હા.

# દોઆ તંદરોસ્તી (પાજંદમાં).

**બ નામે યજદે બક્ષાયન્દેહે બક્ષાયશગરે મેહેરૂબાન. યથા અહૂ વઇર્યો. ૨.**

**તન-દોરોસ્તી[૧] દેરૂજીવશ્નની[૨] આવાયદ;[૩] ખોરેહ[૪] અંઘ્દ[૫] અશાહીદારૂ;[૬] યજદાંને મીનોઆંન,[૭] યજદાંને ગેતીઆંન,[૮] હફ્ત અમેશાસ્પંદાંન[૯] મ્યજદ રોશન[૧૦] હમે[૧૧] બેરસાદ.[૧૨] ઇન દોઆયાં[૧૩] બાદ,[૧૪] ઇન ખોઆહાં[૧૫] બાદ;[૧૬] હમે[૧૭] અંદરૂ કસાંરા[૧૮] જરથુશ્તી દીન[૧૯] શાદ બાદ;[૨૦] અએહૂન બાદ.[૨૧] યા બારી ખોદા![૨૨] ખોદાવંદે આલમરા,[૨૩] હમે અનજુમનરા[૨૪]** ☞ ( ફલાંનરા ) ( જેની નયતે તંદરોસ્તી પઢીએ તેનું નામ આએ જગાએ લેવું. ) **બા ફેરજંદાંન,[૨૫] હજારૂ સાલ[૨૬] દેરૂ બેદારૂ,[૨૭] શાદ બેદારૂ,[૨૮] તન-દોરોસ્ત બેદારૂ;[૨૯] અએહૂન બેદારૂ.[૩૦] બરૂ સરે[૩૧] અરૂજાનીઆં,[૩૨] સાલહાએ બેસ્યાર[૩૩] વ કરનહાએ બીશુમારૂ,[૩૪] બાકી વ પાયંદેહ દારૂ;[૩૫] હજારાંન હજારૂ[૩૬] આફરીન બાદ,[૩૭] સાલ ખોજસ્તેહ બાદ;[૩૮] રોજ ફરૂરોખ બાદ,[૩૯] માહ મુબારક બાદ.[૪૦] ચંદ સાલ,[૪૧] ચંદ રોજ,[૪૨] ચંદ માહ,[૪૩] બેસ્યારૂ સાલ[૪૪] અરૂજાનીદારૂ,[૪૫] યજશ્ને[૪૬] વ નીઆએશ્ને[૪૭] વ રાદી[૪૮] વ જોરૂ બરૂશ્ને.[૪૯] અશાહીદારૂ[૫૦] અવરે[૫૧] હમા કારો કેરૂફેહા;[૫૨] તન-દોરોસ્તી બાદ,[૫૩] નેકી બાદ,[૫૪] ખુબ બાદ;[૫૫] અએહૂન બાદ,[૫૬] અએહૂનતરજ બાદ;[૫૭] ૫ યજદાંન વ અમેશાસ્પંદાંન[૫૮] કામે[૫૯] બાદ.[૬૦] અષેમ વોહૂ ૧.**

લાંબા વખતસુધી જીવવાનેમાટે[૨] તંદરોસ્તીની[૧] જરૂર છે.[૩] અશોઈ રાખવા સાથે[૬] ખોરેહ[૪] જાશુક રેહેજો ![૫] મીનો ( ઈઆને પેલી જેહાંનના ) ઈજદો[૭] ( તથા ) ( આએ ) દુનિયાંના ઈજદો[૮] (તથા) સાત અમશાસ્પંદો[૯]— (એ) બધાઓ[૧૧] (આએ) ઉમદા મ્યજદ તરફ[૧૦] આવે ![૧૨] આએ ( મારી ) દોઆ[૧૩] ( કબૂલ ) હોજો ![૧૪] આએ ( મારી ) મુરાદ[૧૫] બર આવજો ![૧૬] બધાં[૧૭] માણસોમાં[૧૮] જરતોશતી દીન[૧૯] ખુશાલ હોજો ![૨૦] એપ્રમાણે *હોજો ![૨૧]

---

૧ ઈઆને જે પ્રમાણે હું દોઆ માગુંછું તે પ્રમાણે થજો ! આમીન !

ઓ પેદા કરનારા ખોદાતાલા![૨૨] આલમના *સાહેબને,[૨૩] તમામ અનજુમનને,[૨૪] ( †ફલાંનાને ) ( તેની ) આલઓલાદ સાથે[૨૫] હજાર વરસસુધી[૨૬] કાએમ રાખ,[૨૭] ખુશાલ રાખ,[૨૮] તંદરોસ્ત રાખ;[૨૯] એપ્રમાણે ‡રાખ.[૩૦] ખુબી ( અથવા લાએકી ) વાળા માણસોની[૩૨] સરદારી ઉપર[૩૧] ઘણાં વરસો સુધી,[૩૩] તથા બેશુમાર ¶મુદતસુધી[૩૪] જાથુક અને પાએદાર રાખ.[૩૫] હજાર ઘણી હજાર[૩૬] આફરીન હોજો![૩૭] વરસ ભાએગશાલી હોજો![૩૮] રોજ બખ્તાવર હોજો![૩૯] (તથા) મહિનો મુબારક હોજો![૪૦] કેટલાંક વરસોને,[૪૧] કેટલાક દાહાડાઓને,[૪૨] કેટલાક મહિનાઓને[૪૩] ( તથા ) ઘણાંક વરસો[૪૪] ઈજીશ્નને[૪૬] તથા નીઆએશ[૪૭] તથા સખાવત[૪૮] ( કરવામાં ) તથા ( ક્રિયાની ) ભેટ લઈ જવામાં[૪૯] લાએક રાખ.[૪૫] બધાં કાંમો તથા સવાબની[૫૨] ઉપર[૫૧] ( તું ) અશોઈ રાખ.[૫૦] (તુંને) તંદરોસ્તી હોજો![૫૩] (તુંને) નેકી હોજો![૫૪] (તુને) સારૂં હોજો![૫૫] ( તુંને ) એ પ્રમાણે થાઓ![૫૬] એ કરતાં બી વધારે $થાઓ![૫૭] ઈજીદો તથા અમશાસ્પંદો ( ની મુરાદ ) મુજબ[૫૮] (તારી) મુરાદ[૫૯] હોજો![૬૦]

---

# દીનનો કલમો ( અવસ્તામાં ).

## ( ઇજશ્નેનો ૧૨ મો હા. )

(૧) નાઇસ્મી[૧] દએવો;[૨] ફ્રવરાને[૩] મજદયસ્નો[૪] જરથુશ-ત્રિશ[૫] વીદએવો[૬] અહુર-ત્કએષો[૭] સ્તઓતા[૮] અમેષનાંમ સ્પેન્તનાંમ,[૯] યશતા[૧૦] અમેષનાંમ સ્પેન્તનાંમ.[૧૧] અહુરાઇ મજદાઇ[૧૨] વંઘહુવે[૧૩] વોહુમઇતે,[૧૪] વીસ્પા[૧૫] વોહૂ[૧૬] ચિનહ્મી,[૧૭] અષાઉને[૧૮] રએવઇતે[૧૯] ખ્વરેનંઘ્હઉહ્હઇતે.[૨૦] યા[૨૧] જી[૨૨] ચીચા[૨૩] વહિશ્તા;[૨૪] યેંઘ્હે[૨૫] ગાઉશ,[૨૬] યેંઘ્હે[૨૭] અષેમ,[૨૮] યેંઘ્હે[૨૯] રઓચાઓ,[૩૦] યેંઘ્હે[૩૧] રઓચેબીશ[૩૨] રોઇથ્વેન[૩૩] ખ્વાથ્રા.[૩૪]

---

* ઈઆને જે હમારી ઉપર હાલમાં રાજ ચલાવેછે તેને; હમારા રાજકર્તાને.

† જેની નયને બંદગી કીધી હોએ તેનું નામ આએ ઠેકાણે લેવું.

‡ ઈઆને જેમ મેં દોઆ કીધી તે પ્રમાણે રાખ.

¶ 'કરન'નો અર્થ 'જમાનો, દાહેકો, સદી; ૧૨૦ વરસ' બી થાએછે.

$ ઈઆને મારી દોઆ આમીન થાઓ! બલકે તેથી બી વધારે આમીન થાઓ!

( ૧ ) ( હું ) દેવોને[૨] નાશ પામતા કરૂંછું.[૧] ( દાદાર ) હોરમજદની પરસ્તેશ કરનાર,[૪] પેગમબર જરતોશ્તે જાહેર કીધેલી દીન પ્રમાણે ચાલનાર,[૫] દેવ ( ના તરીકા ) થી દૂર રેહેનાર,[૬] હોરમજદના તરીકા મુજબ ચાલનાર,[૭] અમશાસ્પંદોની[૯] સ્તુતિ કરનાર,[૮] ( તથા ) અમશાસ્પંદોની[૧૧] આરાધના કરનાર તરીકે[૧૦] ( થવાને ) હું એકરાર કરૂંછું.[૩] ( દુનિયાંની ) તમામ[૧૫] વસ્તુઓ[૧૬] ભલી[૧૩] ( તથા ) ભલાઇવાળા,[૧૪] રાસ્ત,[૧૮] બરજાનાવાળા[૧૯] ( તથા ) ખોરેહવાળા[૨૦] હોરમજદને[૧૨] હું લાગુ પાડુંછું;[૧૭] કારણકે[૨૨] જે[૨૧] કાંઈ[૨૩] સઉથી સરસ[૨૪] (છે) ( તે બધું તેનુંજ છે ). જેની[૨૫] ( ઈઆને દાદાર હોરમજદની ) ( આએ ) *દુનિયા[૨૬] ( છે ), જેની[૨૭] અશોઈ[૨૮] (છે), જેની[૨૯] ( આકાશની ) ( તમામ ) રોશનીઓ[૩૦] ( છે ), ( તથા ) જેનો[૩૧] ચળકાટ[૩૪] ( આસમાનની બેહદ ) રોશનીઓ સાથે[૩૨] મળી †ગયો છે.[૩૩]

( ૨ ) સ્પેન્તાંમ[૩૫] આર્મઇતીમ[૩૬] વંઘ્રઉહીમ[૩૭] વેરેને;[૩૮] હા[૩૯] મોઇ[૪૦] અસ્તૂ.[૪૧] ઉસ્ ગેઉશ[૪૨] સ્તુયે[૪૩] તાયાઅત્ચા[૪૪] હજંઘ્હત્ચા[૪૫] ઉસ્ મઝ્દયસ્નનાંમ[૪૬] વીસાંમ,[૪૭] જ્યાનયએચા[૪૮] વીવાપત્ચા.[૪૯] ( ૩ ) ફ્રેશ મન્યએઇબ્યો[૫૦] રાઓંઘ્રહે[૫૧] વસેયાઇતીમ[૫૨] વસે-ષેઇતીમ,[૫૩] યાઇશ[૫૪] ઉપઇરી આય જેમા[૫૫] ગઓબીશ[૫૬] ષ્યેન્તી.[૫૭] નેમંઘહા[૫૮] અષાઇ[૫૯] ઉઝ્દાતા[૬૦] પઇતી અવત્[૬૧] સ્તુયે,[૬૨] નોઇત્[૬૩] અહ્માત્[૬૪] આઝ્યાઓનીમ,[૬૫] નોઇત્[૬૬] વીવાપેમ[૬૭] ક્ષ્તા[૬૮] માઝ્દયસ્નીશ[૬૯] અઓઇ[૭૦] વીસો;[૭૧] નોઇત્[૭૨] અસ્તો,[૭૩] નોઇત્[૭૪] ઉશ્તાનહે[૭૫] ચિન્માની.[૭૬]

( ૨ ) ભલી[૩૭] ( તથા ) વૃદ્ધિ કરનાર[૩૫] ‡આર્મઇતિને[૩૬] હું પસંદ કરૂંછું;[૩૮] તે[૩૯] મારી[૪૦] થાએ![૪૧] ( ઈઆને તે મને મળે એવી મારી મુરાદ છે. ) ચોરથી[૪૪] અને લુટારાથી[૪૫] ગાએ-ગોસ્પંદોને,[૪૨] તથા નુકસાંનથી[૪૮] અને પાણીની ટીપણીથી[૪૯] માઝદયસ્નોના[૪૬] મોહોલ્લાઓને[૪૭] ( હોરમજદની ) બંદગી કરીને હું બચાઉં.[૪૩] ( ૩ ) જેઓ[૫૪] આએ જમીન ઉપર[૫૫]

---

* અવસ્તામાં 'ગાઉશ્, ગેઉશ્ 'નો સાધારણ અર્થ 'ગાએઢોર, ગોસ્પંદ' થાએછે, પણ કોઈ કોઈ ઠેકાણે સંસ્કૃત गोને મળતો તેનો અર્થ 'પૃથ્વી' બી થાએછે.

† એની મુકાબેલ જુઓ ઈજશ્નેનો ૩૧ મો હા, ૭ મો ફકરો.

‡ આર્મઇતિ (=સંસ્કૃત आरमति ) નો અર્થ સંપૂર્ણ મનશ્ની, નેક વિચાર, ડહાપણું, સભ્યતા, પરહેજગારી થાએછે.

*માલમતાથી[56] રેહેછે[57] તેઓને,[54] મીનોઓની તરફથી[50] પોતાની મુરાદ પ્રમાણે ફરવું હરવું,[52] ( તથા ) પોતાની મુરાદ પ્રમાણે રાજ ચલાવવાનું[53] આપવાનેમાટે,[51] ( તથા ) રાસ્તીનેમાટે[59] ( ઇઆને તેઓ રાસ્તીની રાહે ચાલે તેનેમાટે ), †દિલસોજ[60] નમાજથી[58] ( હું ) ( હોરમજદની ) સ્તુતિ કરીશ,[62] ( કે તેથી કરીને ) હવે પછી[64] માજદયસ્નોને લગતા[69] મોહોલા[71] તરફ[70] નુકસાંન[65] ( તથા ) પાણીની ટીપણી[67] ( લાવવાને ) ( હું ) નહી[63] ઉભો રેહું[68] ( ઇઆને હું મશગુલ નહી થાઉં ); નહી[72] ( મારાં ) શરીરના[73] કે નહી[74] ( મારાં ) જાનના[75] ‡પીઆરમાં.[76]

**( ૪ ) વી દએવાઇશ[77] અઘાઇશ,[78] અવંઘ્હુશ,[79] અનરેતાઇશ,[80] અકો-દાબીશ[81] સરેમ[82] મુચે;[83] હાતાંમ[84] દ્રઓજિશ્તાઇશ,[85] હાતાંમ[86] પઓષિશ્તાઇશ,[87] હાતાંમ[88] અવંઘહુતેમાઇશ,[89] વી દએવાઇશ,[90] વી દએવવત્બીશ,[91] વી યાતુશ,[92] વી યાતુમત્બીશ,[93] વી કહ્યાચીત્[94] હાતાંમ[95] આતરાઇશ,[96] વી મનેબીશ,[97] વી વચેબીશ,[98] વી શ્યઓથનાઇશ;[99] વી ચિથ્રાઇશ.[100] વી જી[1] અના[2] સરેમ[3] મુચે,[4] યથના[5] દ્રેગવાતા[6] રાંક્ષયન્તા.[7]**

( ૪ ) ખરાબ,[78] ભલાઈ વગરના,[79] સીધે રસ્તે નહી ચાલનારા,[80] ( તથા ) ખરાબ જાણનારા[81] દેવો[77] ( જેઓ ) હયાતી ભોગવનારાઓમાં[84] ઘણાજ જુઠા,[85] હયાતી ભોગવનારાઓમાં[86] ઘણાજ ગંધાતા[87] ( અથવા ઘણાજ બીગડેલા[87] ), ( તથા ) ( જેઓ ) હયાતી ભોગવનારાઓમાં[88] ઘણાજ બુરા[89] ( છે તેઓની ) સરદારીને[82] હું કબૂલ રાખતો નથી[83]

---

* અસલ અર્થ 'ગાએઢોરથી.' અગાઉના વખતમાં લોકોની માલમિલકત પશુ-ઢોરની હતી. હાલમાં અંગ્રેજીમાં 'પૈસા' ને માટે જે બોલો છે તે 'પશુ' ઉપરથીજ નીકળેલા છે:—Pecuniary, Fee.

† 'ઉજદાતા' બોલ 'ઉજ-દા' ધાતુ ઉપરથી નીકળેલો છે. એનો અર્થ 'ઉકળવું, ઉભાણ થવું, જોશ થવો' કરીને થાએછે; પછી એનો મુરાદી અર્થ અંગ્રેજીના 'Fervent' બોલ ( જેનો ધાતુ પ્રમાણે અસલ અર્થ 'ઉકળતું, ઉભાણ થતું, જોશ થતો,' થાએછે તે ) ની માફક 'દિલસોજ, આતુર' થઈ શકે.

‡ ઈઆને એક બારગી મારાં શરીરને નુકસાંન પોંહોચે અથવા મારો જાન બી જાએ, તોપણ માજદયસ્નીઓ તરફ કોઈબી જાતનું નુકસાન હું નહી લાઉં.

( અથવા *ધિક્કારૂંછું[૮૩] ). જે પ્રમાણે[૫] જુઠા[૬] ( તથા ) રંજ પોહોંચાડનારા ( માણસો ) ની[૭] સરદારીને[૩] હું ધિક્કારૂંછું,[૪] †તેજપ્રમાણે[૨] દેવોની,[૯૦] દેવને લગતાઓની[૯૧] ( ઇઆને દેવની રાહે ચાલનારાઓની ), જાદુગરોની,[૯૨] જાદુગરને લગતાઓની,[૯૩] હયાતી ભોગવનારાઓમાંના[૯૫] કોઈબી[૯૪] બુરા[૯૬] ( માણસ ), ( એ બધાઓની ) સરદારીને[૩] ( મારાં ) મને કરીને,[૯૭] વચને કરીને,[૯૮] કાંમોએ કરીને[૯૯] ( તથા ) જાહેર રીતે[૧૦૦] હું ખરેખર[૧] ધિક્કારૂંછું.[૪]

**( ૫ ) અથા અથા[૮] ચોઇત્[૯] અહુરો મજદાઓ[૧૦] જરથુશ્ત્રેમ્[૧૧] અધા[૧૨] ક્ષયએતા,[૧૩] વીસ્પએષૂ[૧૪] ફ્રેરશ્નએષૂ[૧૫] વીસ્પએષૂ[૧૬] હન્જમનએષૂ,[૧૭] યાઇશ્[૧૮] અપેરેસએતેમ્[૧૯] મજદાઓસ્ચા[૨૦] જરથુશ્ત્રસ્ચા.[૨૧] ( ૬ ) અથા અથા[૨૨] ચોઇત્[૨૩] જરથુશ્ત્રો[૨૪] દએવાઇશ્[૨૫] સરેમ્[૨૬] વ્યામ્રવીતા[૨૭] વીસ્પએષૂ[૧૪] ફ્રેરશ્નએષૂ,[૧૫] વીસ્પએષૂ[૧૬] હન્જમનએષૂ,[૧૭] યાઇશ્[૧૮] અપેરેસએતેમ્[૧૯] મજદાઓસ્ચા[૨૦] જરથુશ્ત્રસ્ચા;[૨૧] અથા[૨૮] અઝેમ્ચીત્[૨૯] યો[૩૦] મજદયસ્નો[૩૧] જરથુશ્ત્રિશ્[૩૨] દએવાઇશ્[૩૩] સરેમ્[૩૪] વીમ્રુયે[૩૫] યથા[૩૬] ‡અનાઇશ્[૩૭] વ્યામ્રવીતા[૩૮] યે[૩૯] અષવા[૪૦] જરથુશ્ત્રો.[૪૧]**

( ૫-૬ ) જે[૧૮] તમામ[૧૪] સવાલ જવાબોમાં[૧૫] ( તથા ) તમામ[૧૬] મુલાકાતોમાં,[૧૭] ( દાદાર ) હોરમજદે[૨૦] તથા ( પેગમબર ) જરતોશ્તે[૨૧] એક બીજા સાથે ગોફ્તેગો કીધી હતી,[૧૯] તે વખતે[૨૨] ( દાદાર ) હોરમજદે[૧૦] ( પેગમબર ) જરતોશ્તને[૧૧] ( દેવોની સરદારી તજી દેવાને ) તાકીદથી[૯]

---

* એની મુકાબેલ જુઓ ઈજશ્નેનો ૪૯ મો હા, ૩ જો ફકરો. અવસ્તા 'મ્રૂ' ( સંસ્કૃત ब्रू ) નો અર્થ 'બોલવું' કરીને થાએછે; પણ જ્યારે એ ધાતુ જુદા જુદા ઉપસર્ગ સાથે આવે છે, ત્યારે તેના અર્થ જુદા જુદા થાએછે:—જેમકે 'નિ-મ્રૂ' ઈઆને અરજ કરવી, માંગવું; 'પઇતિ-મ્રૂ' ઈઆને જવાબ આપવો; ઉત્તર વાળવો; 'આ-મ્રૂ' ઈઆને બોલાવવું, નામનું સ્મરણ કરવું; 'વી-મ્રૂ, અન્તરે-મ્રૂ' ઈઆને રદ કરવું, ના પાડવું, ત્યાગ કરવો, કબૂલ નહી રાખવું, મુકી દેવું.

† 'અના' બોલ જે સંસ્કૃત इ ઉપરથી નીકળેલો છે, તેનો અર્થ આએ ઠેકાણે ક્રિયાવિશેષણ અવ્યય તરીકે લાટિન idem ( = 'likewise' ) ને મલતો લેવાનો. સાધારણ રીતે અન, અના ( સંસ્કૃત अनेन ) દર્શક સર્વનામ નરજાતી તથા નાન્યતરજાતી ૩ જી એકવચનમાં આવેછે.

‡ 'અનાઇશ્'—એ સર્વનામ 'દએવાઇશ્'ને માટે આવેલો છે.

*ફરમાવ્યું,[13] ( તે ઉપરથી ) જે પ્રમાણે[39] અશો[40] જરતોશ્તે[41] દેવોની[25] સરદારીને[26] ખરેખર[23] તુચ્છકારી કાહાડી હતી,[27] તેજપ્રમાણે[28] હું[29] જે[30] માજદયસ્નીે[31] જરતોશ્તી[32] ( તે ), દેવોની[33] સરદારીને[34] તુચ્છકારી †કાહાડુંછું.[35]

( ૭ ) યાવરનાઓ[42] આપો,[43] યાવરનાઓ[44] ઉર્વરાઓ,[45] યાવરના[46] ગાઉશ[47] હુદાઓ,[48] યાવરનો[49] અહુરો મજ્દાઓ,[50] યે[51] ગાંમ્[52] દદ્દ્ર,[53] યે[54] નરેમ્[55] અષવનેમ્;[56] યાવરનો[57] અસ્[58] જરથુશ્ત્રો,[59] યાવરનો[60] કવા વીશ્તાસ્પો,[61] યાવરના[62] ફ્રેરષઓશ્ત્રા[63] જામાસ્પા;[64] યાવરનો[65] કસ્ચીત્[66] સઓષ્યન્તાંમ્[67] હુઇથ્યાવરેજાંમ્[68] અષાઉનાંમ્,[69] તા વરેનાચા[70] તકએષાચા.[71]

( ૭ ) જેવી ‡રીતનાં[42] પાણી[43] ( છે ), જેવી રીતના[44] ઓરવર[45] ( છે ), જેવી રીતનાં[46] સારી પેદાએશનાં[48] ગોસ્પંદો[47] ( છે ), જેવી રીત ધરાવતો[49] હોરમજદ[50] ( છે ), જેણે[51] ( આએ ) દુનિયાંને[52] પેદા કીધી,[53] ( તથા ) જેણે[54] અશો[55] માણસને[55] પેદા કીધો;[53] જેવી રીત ધરાવતો[57] ( પેગમબર ) જરતોશ્ત[59] હતો,[58] જેવી રીત ધરાવતો[60] કએ ગુશ્તાસ્પ[61] ( હતો ), જેવી રીત ધરાવતા[62] ¶ફરશોસ્તર[63] ( અને ) ¶જામાસ્પ[64]

---

* ધાતુ ક્ષિ=સંસ્કૃત क्षि=ફરમાવવું, હોકમ કરવો; ડાક્ટર ગેલ્ડનરની અવસ્તા કેતાબ પ્રમાણે 'અધક્ષયએતા' લઇએ તો 'શિખવ્યું;' ધાતુ દક્ષ્, આ-દક્ષ્=સંસ્કૃત आ-दिश्, उप-दिश्=શિખવવું.

† અસલ અવસ્તામાં આએ ફકરાના કેટલાએક બોલો ( વધારે અસર કરવાને માટે ) બે વાર આવેલા છે:—જેમકે 'વીસ્પએષૂ ફ્રેરષ્તએષૂ, વીસ્પએષૂ હનજમ્નએષૂ, યાઈશ્ અપેરેસએતેમ્ મજ્દાઓસ્ચા જરથુશ્ત્રસ્ચા;' 'જરથુશ્ત્રો વ્યાઓ્વીતા.' એ બોલોનો અર્થ ગુજરાતી રૂઢી પ્રમાણે મેં એકજ વાર કીધો છે.

‡ યા=સંસ્કૃત या=જે; વરન, વરેન=એતેકાદ, એકીન, દીનનો તરીકો; વળી વરન=સંસ્કૃત वरण=પસંદગી, મરજી; 'યાવરનાઓ'નો અસલ અર્થ જે પસંદગીના.

¶ ફરશોસ્તર તથા જામાસ્પ એ હ્‌વોવ ખાનદાનના બે ભાઇઓ, વધારે ખોલાસા બાબે જુઓ યજશ્ને તથા વીસ્પરદનો મારો તરજુમો, ૧૨ મો હા ૭ મો ફકરો તથા મારી અવસ્તા ફરહંગ.

( હતા ), ( તથા ) જેવી રીત ધરાવતો,[૬૫] અશો[૬૬] રાસ્ત કાંમ કરનારા[૬૮] ( અને ) ( દુનિયાંને ) *ફાએદો આપનારાં ( માણસો ) માંનો[૬૭] કોઈબી શખ્સ[૬૬] ( હતો ), તેવીજ રીતનો[૭૦] તથા મજહબનો[૭૧] ( હું છેઉ ).

**( ૮ ) મજદયસ્નો અહ્મી; મજદયસ્નો જરથુશત્રિશ ફ્રવરાને આસ્તુતસ્ચા ફ્રવરેતસ્ચા. આસ્તુયે હુમતેમ્ મનો, આસ્તુયે હૂખ્તેમ્ વચો, આસ્તુએ હ્વર્શ્તેમ્ શ્યઓથનેમ. ( ૯ ) આસ્તુયે દએનાંમ્ વંઘ્ઉહીમ્ માજદયસ્નીમ્, ફ્રસ્પાયઓખેધ્રાંમ્, નિધાસ્નઇથિષેમ્, ખએત્વદથાંમ્, અષઓનીમ્; યા હાઇતિનાંમ્ચા બૂષ્યેઇન્તિનાંમ્ચા, મજિશ્તાચા વહિશ્તાચા સ્રએશ્તાચા, યા આહૂઇરિશ જરથુશત્રિશ; અહુરાઇ મજ્દાઇ વીસ્પા વોહૂ ચિનહ્મી. અએષા અસ્તી દએનયાઓ માજદયસ્નોઇશ આસ્તૂઇતિશ,† અષેમ્ વોહૂ ૧.**

## જરતોશ્તી દીનના કલમાનો ટુંકો સારઃ—

( હું તમામ દેવોને તથા બુત-પરસ્તીને ધિક્કારનાર તથા તેઓનો નાશ કરનાર છેઉં. અમશાસ્પંદોની વખાણ કરનારો તથા તેઓની કીર્તિ ગાનાર છેઉં. તમામ ખલકનો પેદા કરનાર જે સર્વ શક્તિવાન તથા મહાજ્ઞાની દાદાર હોરમજદ છે, તેની પરસ્તેશ કરનારો હું થાઉછું. માજદયસ્ની લોકોનાં ઘેરબારોમાંથી દુઃખ તથા સંકટ દૂર કરવાને તથા ગાએઢોર તથા ગોસ્પંદોને ચોર તથા લુટારાથી બંચાવાને હું કબૂલ થાઉંછું. જુઠા તથા બદકાર માણસો તથા જાદુગરોની સરદારી હેઠળ રેહેવાને હું ધિક્કારૂંછું. જે દીન તથા રાહ રસમ પ્રમાણે પેગમબર અશો જરતોશ્ત, કએ ગુશ્તાસ્પ, ફરશોસ્તર, તથા જામાસ્પ ચાલતા હતા, તથા જે પ્રમાણે બીજા રાસ્તીની રાહે ચાલનાર

* 'સઓષ્યન્તામ્'—એ બોલનો અર્થ '( દુનિયાને ) ફાએદો કરનારા અથવા માણસોને રોશની આપનારા,' ઈઆને લોકોને અંધારામાંથી રોશનીમાં લાવનારા તથા ખોદાઇ નીતિનો માર્ગ દેખાડનારા એવો થાએછે. જ્યારે એ બોલ બહુવચનનાં રૂપમાં આવેછે, ત્યારે પેગમબર જરતોશ્તની આગમજ થઇ ગએલા પેગમબરો (જેવા કે ગયોમરદ, હુશંગ, તેહેમુરસ્પ, ફરીદુન, કૈખશરૂ, ઇત્યાદિ ) નેમાટે વપરાએછે; અને એકવચનમાં સોશ્યોસનેમાટે આવેછે.

† એ ફકરાના તરજુમાનેમાટે જુઓ જસ મે અવંઘ્હે મજ્દ, સફો ૯—૧૦.

અશો માણસો ચાલી ગયા છે, તે દીન તથા રાહ રસમ પ્રમાણે હું ચાલવા માંગુંછું. હું માજદયસ્ની છેઉં; હું માજદયસ્ની જરતોશતી તરીકે જરતોશતી દીનની વખાણ કરનારો તથા તે ભલી દીન ઉપર પુરતો એતેકાદ રાખનાર થવાને પસંદ કરૂંછું. નેક વિચારને, નેક સખુનને તથા નેક કાંમને હું વખાણુંછું. ભલી માજદયસ્ની દીન જે ટંટો દૂર કરનારી, સલાહ સંપજ વધારનારી, ભાઈબંધી કરાવનારી તથા રાસ્ત છે તેની હું સ્તુતિ કરૂંછું. હાલમાં જેટલી દીન મોજુદ છે, તથા જેટલી હવે પછી થશે તે અધી દીનમાં, હોરમજદી જરતોશતી દીન સર્વોત્તમ છે, અને તે હું મારાં ખરાં અંતઃકરણથી કબૂલ કરૂંછું.)

---

# દીનનો કલમો.

---

રજિશતયાઓ[1] ચિસ્તયાઓ[2] મજદધાતયાઓ[3] અષઓન્યાઓ[4] દએનયાઓ[5] વંઘહુયાઓ[6] માજદયસ્નોઇશ.[7]

દીન[8] એહ[9] રાસ્ત[10] વ દોરોસ્ત,[11] કે ખોદાએ[12] બર ખલક[13] ફેરસ્તાદેહ[14] ઇન[15] હસ્ત[16] કે[17] જરતોશત[18] આવોર્દેહ હસ્ત;[19] દીન[20] દીન[21] જરતોશત,[22] દીન[23] અહુરમજદ[24] દાદેહ[25] જરતોશત[26] અષઓને[27] અષેમ વોહૂ ૧. ( ☞ એ આખો કલમો ત્રણ વાર પઢે. )

હોરમજદના પેદા કીધેલાં[3] સઉથી સાચ્ચા[1] ( અને ) પવિત્ર[4] જ્ઞાનની[2] ( ઇઆને ધર્મની કેળવણીની ) ( તથા ) ભલી[6] માજદયસ્ની[7] દીનની[5] ( ખુશનુદી થાઓ )!

ભલી,[9] રાસ્ત[10] તથા સંપૂર્ણ[11] દીન[8] જે દાદાર હોરમજદે[12] આએ દુનિયાંનાં લોકોને માટે[13] મોકલી,[14] ( તે ), આએ[15] ( દીન ) છે,[16] કે જે[17] ( પેગમબર ) જરતોશત[18] ( પોતે ) લાવ્યા છે.[19] ( તે ) દીન[20] જરતોશ્તની[22] દીન[21] ( તથા ) હોરમજદની[24] દીન[23] ( છે ), જે અશો[27] જરતોશ્તને[26] ( આએ દુનિયાંમાં ) ( ફેલાવાનેમાટે ) ( દાદાર હોરમજદે ) આપી હતી.[25]

ખોલાસો:—("રજિશ્તયાઓ"થી તે "માજદયસ્નોઇશ" સુધીનો ભાગ દીન યજદની ખશ્નુમનમાંથી લીધો છે, અને તે અવસ્તામાં છે. "દીન્ બેહ રાસ્ત્" થી તે "દાદેહ જરતોશ્ત્" સુધીનો બાકીનો ભાગ ફારસી એબારતમાં છે. ખુદ અવસ્તામાં લખાએલો તથા એના કરતાં વધારે સરસ દીનનો કલમો તે ઇજિશ્નેનો ૧૨ મો હા છે; જુઓ સફે ૪૧૩-૪૧૯).

---

# આફરીન પેગમબર જરતોશ્ત.*

(૧) દહ્મો[૧] અહ્મિ[૨] આફ્રી-વચાઓ;[૩] ખ્રરેનંઘઉહાઓ[૪] મે[૫] સદયેહિ.[૬] આઅત્[૭] અઓખ્ત[૮] જરથુશ્લો[૯] કવોઇશ[૧૦] વીશ્તાસ્પહે,[૧૧] આફ્રીનામિ[૧૨] તવ,[૧૩] નર[૧૪] દંઘ્હુ-પઇતિ,[૧૫] વોહુ-જીતિ,[૧૬] ઉસ્જીતિ,[૧૭] દરેઘેમ-જીતિ;[૧૮] જઇતે[૧૯] તે[૨૦] નરાંમ[૨૧] જઇતે[૨૨] તે[૨૩] નાઇરિકાંમ,[૨૪] જઇતે[૨૫] તે[૨૬] પુથ્ર[૨૭] ઉસ્-જયાઓન્તે[૨૮] તનુ-કેરેત.[૨૯] (૨) અએવ[૩૦] તે[૩૧] બવાહિ[૩૨] યથ[૩૩] જામાસ્પો,[૩૪] ઉત[૩૫] આફ્રીનેમ્[૩૬] કેરેનવાત્[૩૭] યથ[૩૮] દંઘ્હેઉશ[૩૯] વિશ્તાસ્પાઇ.[૪૦]

(૧) (હુ) (આએ નીચે જણાવેલા) આફરીનના સખુનો બોલનાર[૩] નેક[૧] (મરદ) છેઉં.[૨] (હું) મને[૫] નુરભરેલો[૪] નજર †આવેછે.[૬]

પછી[૭] (પેગમબર) જરતોશ્તે[૯] કેઆની[૧૦] ગુશ્તાસ્પને[૧૧] કહ્યું[૮] કે,

---

* પેગમબર જરતોશ્તની આશીર્વાદ, ઈઆને તે શસ્ત પેગમબરે પોતાના જમાનાના હકુમત કરનારા ગુશ્તાસ્પ પાદશાહને તેની હજુરમાં જે દોઆનાં સખુનો કહ્યા તે. એને વીશ્તાસ્પ નુસ્કનો બાકી રહી ગએલો ભાગ ધારવામાં આવેછે એ આફરીનના અવસ્તા કોઇ કોઇ ઠેકાણે બીગડેલા છે. એમાનો કેટલોએક ભાગ વીશ્તાસ્પ યશ્તની પેહેલ્લી પરગરદની શરૂઆતમાં બી આવેછે. પ્રોફેસર વેસ્ટરગાર્ડનાં અવસ્તા પુસ્તકમાં એ આફરીનને ૨૩ મી યેશ્ત (Yasht XXIII) ગણેલીછે.

† 'સદયેહિ'-ધાતુ સદ્=સંસ્કૃત સદ્=આવવું, જવું (અસલ અર્થ); અંગ્રેજી To come ની માફક એસ્તલાહી રીતે To appear ને અર્થે વપરાએલોછે.

અએ *નેક જીંદગીવાળા,[16] *બુલંદ દરજ્જાની જીંદગીવાળા[17] (તથા) *લાંબી જીંદગીવાળા[18] શૂરા મરદ[14] (અથવા જંગી †મરદ)! અએ પાદશાહ[15] (હું) તુંને[13] (નીચે મુજબ) દોઆ કરૂંછું[12]:—

તારા[20] માણસોને[21] (લાંબી) ‡જીંદગી[19] (હોજો)! તારી[23] બાઈડીને[24] (લાંબી) જીંદગી[22] (હોજો)! તારાં[26] ¶છોકરાં[27] (જે) તારેપેટે[29] જન્મ પાંમે[28] (તેઓને) (લાંબી) જીંદગી[25] (હોજો)! (૨) તારો[31] એક[30] (છોકરો) $જામાસ્પ[34] (હકીમ) જેવો[33] §થાએ![32] અને[35] (તે) ‖પાદશાહ[39] ગુશ્તાસ્પને[40] (ઈઆને તુંને), (જામાસ્પ માફક) દોઆ[36] કરે![37]

**સેવિશ્તો[41] બવાહિ[42] યથ[43] મજ્દાઓ;[44] વેરેથ્રજાઓ[45] યથ[46] થ્રએતઓનો;[47] અમવ[48] યથ[49] જામાસ્પો;[50] અશ-વરેચાઓ[51] યથ[52] કવ ઉસ;[53] પોઉરૂ-જિરે[54] યથ[55] અઓશ્નરે;[56] જેનંઘ્રહુતેમ[57] બવાહિ[58] યથ[59] તખ્મો ઉરૂપ.[60] (૩) ખરેનંઘ્રહુન્તેમ[61] બવાહિ[62] યથ[63] ચો[64] યિમો[65] ક્ષએતો[66] હુવાંથ્વો;[67] હજંઘ્રર-યઓક્ષ્ત્યો[68] બવાહિ[69] યથ[70]**

---

* 'વોહુ-જીતિ ઉસ-જીતિ દરેઘેમ-જીતિ' એ સમાસ બોલોને વિશેષણને બદલે પૃથક્નામ (Abstract Nouns) ૩ જી એકવચન લઇએતો, નીચે મુજબ અર્થ થઈ શકે:—અએ પાદશાહ! નેક જીંદગી, બુલદ દરજ્જાની જીંદગી તથા લાંબી જીંદગીથી હું તુંને દુઆ કરૂંછું, ઇઆને તુને નેક જીંદગી, બુલંદ દરજ્જાની જીંદગી તથા લાંબી જીંદગી હાંસેલ થાએ એવી હું દુઆ માંગુછું.

† આએ ઠેકાણે 'નર' બોલ 'નાઇરિક' (બાઇડી, કમ હિમ્મતનો) ની ' મુકાએલ વપરાએલો છે.

‡ એ બોલને 'જઇતિ'ની પેહેલ્લી એકવચન ગણેલો છે; જઇતિ=સંસ્કૃત **जाति**=હયાતિ, જીંદગી; ધાતુ જન=સંસ્કૃત **जन्**=જીંદગીમાં આવવું.

¶ વળી કોઈ વખતે અવસ્તા, સંસ્કૃત તથા લાટીન ભાષાઓમાં છોકરાનો બોલ બહુવચનમાં છોકરાંને અર્થે આવેછે:—સંસ્કૃત पुत्र, લાટિન Filii, અવસ્તા પુથ્રે (જુઓ ઈજશ્નેનો ૨૩ મો હા, ૧ લો ફકરો)

$ જુઓ વીશ્તાસ્પ યશ્ત, ફકરો ૩ જો:—'અએવ તે પુથ્રો જામાસ્પો.' જામાસ્પ હકીમના ખોલાસા બાબે જુઓ ઇજશ્નેનો મારો તરજુમો, હા ૧૨ મો, ૭ મા ફકરાની નોટ.

§ બવાહિને બદલે બવાઇતિ (૩ જો પુરૂષ એકવચન) હતે તો બેહેતર.

‖ અસલ અર્થ 'દેશના ગુસ્તાસ્પને,' ઈઆને દેશના માલેક ગુસ્તાસ્પને.

